# ટસ્કીગી.

કર્ત્તા ઇ. એલ. કીન્ગ.

જબલપુર.

---

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

ભા. કૃ. ક્રૈ. બી. દ્દાસ

નડિયાદ.

સને ૧૯૨૨ પ્રત ૫૦૦

ધી શારદા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. હરજીવનદાસ
અમરસીએ છાપી અમદાવાદીબજાર—નડીઆદ

બે નાના ભવિષ્યના.—પુરૂષોને-
આ બે માણસ ઘડનારાઓની વાર્તા-
સમર્પિત કરવામાં આવે છે.

# વિષય અનુક્રમણિકા.


અધ્યાય. પૃષ્ટ.

પ્રસ્તાવના.

૧ અમેરિકામાં સિધિઓ. ........ ૧૦

૨ શામૂએલ ચેપમેન આર્મ સ્ટ્રાંગ ........ ૧૬

૩ શામૂએલ ચેપમેન આર્મસ્ટ્રાંગ [ચાલુ)... ૨૩

૪ હેમ્પટનનું વિદ્યાલય ........ ૨૯

બુકર ટી. વૉશિન્ગટન ........ ૩૮

૬ બુકર ટી વૉશિન્ગટન. [ચાલુ) ........ ૪૬

૭ ટસ્કીગી. ........ ૫૪

૮ બુકર. ટી. વૉશિન્ગટનનાં બીજાં કેટલાંએક કામ. ૬૨

૯ કેટલાએક બાબતો કે જે હેમ્પટન અને ટસ્કીગી આપણને શીખવે છે. ........ ૭૧

# પ્રસ્તાવના.

આ રમુજ ભરેલું નાનું પુસ્તક હિંદુસ્તાન અને બ્રહ્મદેશના જનરલ સેક્રેટરીની અરજથી લેખકે તૈયાર કરેલું છે. હવે તેને ઉમેદ તથા પ્રાર્થના સહીત બહાર પાડવામાં આવે છે. જે હેતુને વાસ્તે તે લખવામાં આવેલું છે તે ફળીભૂત થશે. આ પુસ્તક સામાન્ય રીતે હિંદુસ્તાનના જુવાનોની સર્વસામાન્ય જરૂરીઆત પુરી પાડનારૂં છે; ખાસ કરીને તેમાં ખ્રીસ્તી જુવાનો સંબંધીનું વર્ણનછે, કે જે તેમની હાલત સાથે અજાયબ રીતે સંબંધ ધરાવે છે. મી. કિંગ એક મોટા મેથડિસ્ટ વિદ્યાલયના આગેવાન છે. વળી હિંદુસ્તાન તથા બ્રહ્મદેશની એપ્વર્થ લીગની કારોબાર શાખાના પણ તેઓ મુખ્ય છે. બાર વરસથી તેઓ હિંદુસ્તાનમાં મિશનેરી તથા પ્રવીણ કેળવણી આપનાર તરીકે હોઈને હિંદુસ્તાનના જુવાનો સંબંધીના રજુ થતા પ્રશ્નો વિષે તેઓ સારી રીતે માહેતગાર છે. જે કંઈ તેઓ લખે છે તે માત્ર વાંચવા લાયક છે એમજ નહિ. પરંતુ વિચારોને પણ ઉત્તેજનદાયક તથા ફાયદાઅક્ષ છે.

આ બારીક તથા ફેરફારોવાળા સમયમાં હિંદુસ્તાનની પ્રજાને એવા માણસોની જરૂર નથી કે જેઓ ફકત પોતાની ઉન્ન-

તિને માટે લોકોને પ્રીણ ચઢાવી ઉશ્કેરતા હોય, પરંતુ નિઃસ્વાર્થી તથા દેશહિતેચ્છુક બુકર ટી. વૉશિંગટન જેવાની જરૂર છે. તેનું વર્ણન આ પુસ્તકમાં છે. પોતાના લોક તથા કોમના પ્યાર તથા હિતને ખાતર જો કદિ સ્વાર્પણ કરવું પડે, તો પણ તે સ્વાર્પણને, તે મોટી વાત લેખવતા નહિ. આવાજ માણસોની દોરવણીથી હિંદુસ્તાનનું ભવિષ્ય સહીસલામત રહેશે તથા તેનું ભાગ્ય સચવાશે.

આ પુસ્તકનો હિંદી ભાષામાં પણ તરજુમો કરવામાં આવેલો છે. જરૂર પડયે બીજી ભાષાઓમાં પણ તેનો તરજુમો કરવામાં આવશે. આવું કીંમતી પુસ્તક હિંદુસ્તાનના જુવાનોના હાથમાં મુકવાનો જે પ્રસંગ ઐશ્વર્ય લીગને મળ્યો છે તેને લીધે તે ખુશી છે. આપણી નિશાળો અને કોલેજો કે જ્યાં આપણી મંડળી તથા કોમના ભવિષ્યના આગેવાનોને કેળવવામાં આવે છે તથા સ્વાશ્રય અને સ્વતંત્રતા માટે ઉત્તેજીત કરી ઉછેરવામાં આવે છે, તેઓને આ પુસ્તકના ઉપયોગને માટે ભલામણ કરવામાં આવે છે.

ઐશ્વર્ય લીગ ઑફિસ, લખનૌ.
સપટેમ્બર ૫, ૧૯૨૧

જે. આર. ચિતામ્બાર, એમ. એ
જનરલ સેક્રેટરી,
ઐશ્વર્ય લીગ,
હિંદુસ્તાન અને બ્રહ્મદેશ.

# ટસ્કીગી.

## અધ્યાય ૧ લો

## અમેરિકાના સીધીઓ.

આપણા આ અભ્યાસનો વિષય તે બે ખાસ માણસો તથા બે મોટી નિશાળો છે. અને તેનો હેતુ તે અમેરિકા માંહેના દસ લાખ ગુલામોને ઉન્નતિએ ચઢાવવાને જે ઉપાયો લેવામાં આવ્યા તે છે. – સીધી કોમ અમેરીકામાં આજથી આસરે ૩૦૦ વર્ષ ઉપરાંત એટલે ૧૬૧૦ માં ગુલામો પહેલવહેલા અમેરીકામાં દાખલ થયા આ ગુલામગીરીના ધંધાની શરૂઆત ડચ લોકોએ કરી પણ અંગ્રેજોએ તથા અમેરિકામાંના સંસ્થાનવાસીઓએ પણ જલદીથી તે ધંધો હાથમાં લઇ લીધો. ૧૬૬૨માં એક રૉયલ આફ્રિકન નામની કંપનીની સ્થાપના થઇ. તેને યોર્ક પરગણાના આશ્રય નીચે આફ્રીકાના સુવર્ણ કીનારે તથા બ્રિટીશ સંસ્થાનો વચ્ચે ગુલામગીરીનો વેપાર ચલાવવાનો હક મળ્યો. ૧૭૧૩માં એન નમની રાણીએ આવા ધંધાની એક કંપનીમાં ભાગ લીધો. આ માણસો પ્રત્યેનો ઘાતકી

૧૦૧૯૬



ધંધો થોડાજ વખતમાં દારૂના વેપાર સાથેના સંબંધમાં આવ્યો. ગુલામોના બદલામાં દારૂ આફ્રિકામાં મોકલવામાં આવતો હતો. ગુલામોને આટલાંટિક માંહેનાં ટાપુઓમાં મોકલીને ત્યાંથી ગોળને બદલે તેમને વેચતા અને એ ગોળ પાછો ઉત્તરનાં સંસ્થાનોમાં લાવતા. તેમાંથી ફરી દારૂ બનાવીને વધારે ગુલામો મેળવવા સારૂ આફ્રિકા મોકલતા હતા.

આ સંસ્થાનોમાં કેટલાએક ગોરી ચામડીના ચાકરો પણ હતા. તેઓએ કરેલા ગુન્હા કે બદકૃત્યો માટે સજા તરીકે તેમને અમુક મુદત સુધી ગુલામગીરીમાં મોકલવામાં આવતા હતા. ત્યાંના લોકો. ગોરા ગુલામ કરતાં સીધી ગુલામોને વધારે પસંદ કરતા હતા. કારણ કે સીધી ગુલામોને જિંદગીભર ગુલામીની હાલતમાં રાખવામાં આવતા હતા. સીધી ગુલામોનાં બાળકો પણ શેઠીઆઓની મિલકત જેવાં હતાં. અંગ્રેજ ગુલામોની હાલત આટલી કઠણ ન હતી. સીધી ગુલામે ઉષ્ણ કટિબંધના મુલકમાંથી આવતા હતા. દક્ષિણના ગરમ પ્રદેશમાં ડાંગર તથા ગળીનાં ક્ષેત્રોમાં સખત કામ કરવાનું હતું તેમાં ઠંડા મુલકના અંગ્રેજ ગુલામો કરતાં સીધી ગુલામો કામ કરવામાં વધારે દીપી નીકળતા હતા.

શરૂઆતમાં આ ગુલામો સાથે સારી વર્તણુક ચલાવી. કેટલાંક સંસ્થાનોમાં બીલકુલ દુઃખ દેવામાં આવ્યું નહિ. પરંતુ થોડા વખતમાં તેમના માટે ક્રૂર કાયદાઓ ઘડવામાં આવ્યા. સને ૧૬૮૭માં એ કાયદા ઘડાયા. ગુલામોએ ઝઘડો મચાવીને સંસ્થાનના વતનીઓને બીવરાવ્યા એ કારણથી ગુલામોને માટે કાયદા ઘડવા પડયા. હવે પછી માલીકની મરજીમાં આવે તે તે પોતાના પોતાના ગુલામોને જાનથી મારી નાખે તો પણ તેને કોઈ અટકાવતું નહિ ગુલામોને ઘરની વસ્તુ જેવા તેમજ જાનવર જેવા ગણવામાં આવતા હતા. નાસી ગએલા ગુલામોને કોઇ પણ માણસ ઠાર કરી શકતો હતો. જે માણસનો તે ગુલામ હોય તેને સરકારી તીજોરીમાંથી ગુલામના બદલામાં નાણાં ભરી આપવામાં આવતાં. દક્ષિણ તરફ તો ઘણા સખત તાપમાં પણ ગુલામ પાસે કામ લેવામાં આવતું હતું. એ કારણથી તેઓ વધારે વખત જીવી શકતા નહિ. જુવાનીના પ્રસંગમાંજ તેમની પાસે સખત કામ લેવામાં આવતું હતું.

ગુલામ ગીરીનો ફેલાવો તથા ગુલામગીરી સંબંધી મતમતાંતરો પડવાથી ૧૮૬૧માં ઉ.ર અને દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે લડાઈ જાગી. આ લડાઇનાં ગુલામો બંને પક્ષમાં સામેલ હતા દક્ષિણમાં ઘણા ચાકરો ઘરના

કામને માટે પોતાના માલિકોને વફાદાર રહેતા. લડાઇના પ્રસંગે ખાઇઓ ખોદવા તથા પરચુરણ કામમાં ગુલામોને રોકયા હતા. ઉત્તરના લોકોના ઘણા ગુલામો નાસી ગયા હતા. તેઓ ઉમદા લડવૈયા હતા. ઘણા ઇતિહાસ કર્તાઓ કહે છે કે ઉત્તરના લશ્કરમાં ગુલામો સામેલ થયા ન હોત તો તેઓની જીત થાતજ નહિ.

સને ૧૮૬૩માં પ્રેસીડેન્ટ લિંકને ગુલામોના છુટકારા વિષે ઢંઢેરો બહાર પાડયો, એથી અમેરિકાના હરેક ગુલામોનો છુટકો થયો. બસેં પચાશ વર્ષની મુદતમાં ગુલામગીરીએ સીધી લોકોને ઘણીજ બેહજનક હાલતમાં લાવી મૂકયા હતાં. વળી ગોરા ગુલામોને વાસ્તે પણ ગુલામગીરી ત્રાસજનક થઇ પડી હતી. મગજની શૂન્યતા, ઇચ્છાઓની નબળાઇ આરંભથીજ પોતા પર આધાર રાખવામાં ન્યૂનતા, ઉદ્યોગમાં અજ્ઞાનતા તથા પછાતપણું હોય એવી હાલતગુલામોને પોતા વિષે લાગતી હતી. જ્યારે તેઓને સ્વતંત્રતાઆપવામાં આવી ત્યારેસ્વતંત્રતાએ શું છે તે.તથાતેનો કેવીરીતે ઉપયોગ કરવો જોઇએ તે પણ તેઓ સમજયા નહિ. પણ એટલુંજ કે ફકત સ્વતંત્રતા એટલે માત્ર કામ પરથી છુટકારો એવુંજ તેઓને લાગ્યું. હવે પોતાની જીવીકા કેવી રીતે આરંભવી અને ચલાવવી એ પર તેઓએ જરા પણ વિચાર કર્યો નહિ.

તેમજ હુન્નર ઉદ્યોગ અને શિક્ષણ તરફ પણ આકર્ષાયા નહિ. અંગ્રેજ ગુલામો પણ જ્યારે કામ ઉપરથી ઉઠાવી લેવામાં આવ્યા ત્યારે શું કરવું તે તેઓ સમજ્યા નહિ. ફકત મદદથી તેઓ છુટકારો પામ્યા પણ આર્થિક મદદ ન હોવાથી તેઓની હાલત ખરાબ થઇ પડી. લડાઇઓ તેઓની હાલત નિરાશામય કરી મૂકી હતી જેથી ગુલામીનો છુટકારો ગુલામે માટે કેવળ દુઃખદાયક અને કંઇપણ આધાર વિનાનો થઇ પડયો.

હવે તેઓ કંઈ કામ કરવા ધારે તો પણ અગાઉની ગુલામગીરીને લીધે તેઓ કશું પણ કરી શકે એમ ન હોતું. આ કારણથી છોડી મૂકેલા સંખ્યાબંધ ગુલામોના પોષણ તથા વિદ્યાને વાસ્તે કંઈક બંદોબસ્ત કરવામાં આવે એવું પ્રજાસત્તાક રાજ્યોને, તથા ઇતર તરફનાં સંસ્થાનોના પરગજુ લોકોને જરૂરનું જણાયું; એથી કરી અમુક માણસોની મારફતે જુજ સાહિત્યો સાથે નાની નાની ખાનગી શાળાઓ સારીરીતે ચલાવવામાં આવી વળી દક્ષિણનાં સંસ્થાનોમાં અમેરિકાના મિશનેરી મંડળે પણ ઘણું કામ હાથમાં લીધું. તે ઉપરાંત ઓ. ઓ. હાવર્ડ, નામના એક ખ્રીસ્તી સિપાઇના રક્ષણ હેઠળ સરકારે તેમને માટે એક સ્વતંત્ર ખાતું ઉઘાડયું. આ ખાતાએ નિશાળો ખોલી, ધંધો શીખ-

ચ્યો, તેમની તંદુરસ્તીની સંભાળ લીધી, અને તેમની ભવિષ્યની સ્થિતિ વ્યવસ્થિત થાય તેને માટે ઇચ્છવા જોગ પ્રયત્નો કર્યા.

આ મંડળો અને તેમના મિત્રોને માલમ પડયું કે ગુલામો શીખી શકે તેવા ઉદ્યોગી, વફાદાર, મળતાવડા સ્વભાવના, ગમતી અને દુશ્મનાવટ નહિ રાખનારા એવા ધાર્મિક, ઉપરાંત તેમને માટે જે કંઇ કરવામાં આવે તેના બદલામાં ઉપકારી છે. આ લક્ષણોને લીધે તેમના માટે કંઇ પણ કરવામાં આવે તેને માટે તસ્દી વેઠવી પડે તેમ ન હોતું. તો પણ ઘણી બાબતો તેઓની ઉન્નતિના રસ્તામાં રોકાણ કરે તેવી પણ હતી. તેવી બાબતો આપણે ઉપર વિદિત કરી છે. પણ તે લક્ષમાં ન લેતાં હવે ગુલામોનાં સુલક્ષણો કેવી રીતે વધારે ખીલવવાં, કે જેથી તેઓની ઉન્નતિ થવામાં જે રોકાણ હતું તે, તથા રૈયતને તેમના તરફથી જે દહેશત હતી તે દૂર કરવામાં આવે યા પ્રત્યેક મંડળી તથા મિત્રોએ એ લક્ષમાં લીધું કે ગુલામોને જે સ્વતંત્રતા આપવામાં આવી છે, તેનો તેઓએ કેવો ઉપયોગ કરવો એ શિખવવાનું તથા પ્રદર્શિત કરવાનું હતું.

આ કાર્યનો મહાન ઉદ્દેશ કે પ્રયોગ વર્જીનીઆ પરગણામાં આવેલા હેમ્પટન શહેરમાં કરવામાં આવ્યો. અમેરિકા મુલકના આ સ્થળે ગુલામો પ્રથમ દાખલ થયા. ને તેઓને ઉત્તર સંસ્થાનોના સૈનિકો તરીકે પલટણોમાં પણ પહેલ વહેલા દાખલ કરવામાં આવ્યા. વળી નાસી ગએલા ગુલામોને સમજાવી આણીને એકત્ર કરી સંભાળ લેવામાં આવી. અને તેને માટે ઉત્તર તરફના એક જુવાન જનરલ શામૂએલ ચેપમેન આર્મસ્ટ્રાગથી હેમ્પટન નોર્મલ શાળા તથા હુન્નરખાતું ખોલ્યું. એ સંબંધીની બીના હવે પછીના અધ્યાયમાં આવશે.

---

## અધ્યાય ૨ જો.

### શામૂએલ ચેપમેન આર્મસ્ટ્રાગ.

હવાઈ નામે એક ટાપુમાં સને ૧૮૩૯ના જાન્યુઆરીને ૩૦ મીએ શામૂએલ ચેપમેન આર્મસ્ટ્રાંગનો જન્મ થયે હતો. જે સ્થળે તેનું અજાયબ જેવું જીવન થવાનું હતું ત્યાંથી આસરે ચાર હજાર માઇલ દૂર આ સ્થળ આવ્યુ હતું. તેનો બાપ અને દાદો ઉભય પાદરી વર્ગોના હતા. વળી જન્મ અગાઉ તેનો બાપ હવાયન્સમાં

પાદરી હતો, જેથી તેની મા અને બાપે આ બેટના લોકોને સારી પાદરીએ આણવા પોતાને અર્પણ કરી દીધાં. ને તેમના મરણ બાદ પોતાના દીકરાને પણ એમજ અર્પણ કરી દીધો. તેઓ પોતાના કુટુંબમાં સઘળું કામ નિયમિતપણે કરતાં હતાં જેથી બાળકો ઘણાંજ જુવાળ, તંદુરસ્ત તથા ચપળ થતાં હતાં. વળી બાઈબલનો જાથુ અભ્યાસ પણ ચાલતો હતો. તેની અસર શામૂએલ ચેપમેનના પર થવાથી તે જીંદગીભર ખરા ખ્રીસ્તી જીવનને છાજતો સારો આનંદદાયક નમુનો થયો. ઘર બહારની બાબતોમાં પણ જેવી કે ચાલવામાં, તરવારમાં તે ઘણોજ હોશિયાર હતો. ટાપુઓના કુદરતી સુંદર દેખાવોએ તેને ખુબસુરતી પર પ્રેમ કરવાને માટે વધારે કેળવ્યો હતો. તેનો બાપ એક સારો ઉપદેશક. ઉત્તમ મિશનેરી, તથા રાજાનો સલાહકારક અને કેળવણીખાતામાં આગેવાન હતો, અને તેથી ત્યાં જે કાલેજ ખોલેલી હતી તેમાં શમૂએલે સારૂ શિક્ષણ મેળવ્યું હતું. શમૂએલનો બાપ કહેતો હતો કે શિક્ષકનું કામ જોકે એક વખતે ઘણું નમ્રણું અને અંધકારમય હાલતમાં હોય

છે, તથાપિ પાછળથી તે અત્યંત ઉપયોગી તથા ફેલા-વવાળું થઇ પડે છે. તે કામ એક માણસનું હોય તો પણ તે ઘણું જ વધી જાય છે. શામૂએલે જે જ્ઞાન સંપાદન કર્યું હતુ તે ભવિષ્યમાં તેને ઘણું જ ઉપયોગી થઇ પડયું. શિક્ષણે તેના મગજને તથા હિમ્મતને કેળવ્યું હતું, તથા તે વડે તેને જાયુ કામ કરવાના બોજમાં મદદરૂપ થઇ પડતું હતું. જેથી લોકોને બોધ તથા શિક્ષણ આપી ઉન્નતિને રસ્તે લાવવા, તથા પોતાનાં મિશનેરી માબાપનાં પગલામાં ચાલ-વામાં પોતાનું માન સમજતો હતો

અને ૧૮૬૦માં શામૂએલનો બાપ ઘોડા પરથી પડી જ-વાથી મૃત્યુ પામ્યો, આજ વર્ષમાં બાપના ફરમાનથી શામૂએલ પોતાનું શિક્ષણ પુરૂં કરવાને અમેરિકા ગયો હતો. તેનો એક સાથી નિશાળીઓ તેના વિષે એમ કહે છે કે તે મધ્યમ કદ કરતાં થોડા ઉંચા, તેનું મસ્તક મોટું પણ ઘાટદાર વાળ ભુરા લાંબા ને કેશવાળી સમ ચળકતા કપાળ તરતું તથા વિશાળ, ચક્ષુઓ ઉંડી પણ ચળકતી, તથા ચહેરો ઘણો ઉજળો અને અભ્યાસને મળતો આવતો હતો.

વળી બુદ્ધિમાં ખરા બાહોશ આગેવાન જેવો, આત્મામાં ખરો ધાર્મિક, અને પોતાના પિતાની જીંદગી તથા કાર્ય પરત્વે મગરૂર તથા માન સમજનાર હતો. એથી તે જે અવેં સ્ફૂર્યો કરતો હતો તેથી તેને ઘણી સારી લાગણી થતી હતી. તે હોડી ચલાવી શકતો, નિશાળમાં શિક્ષણ આપી શકતો, વર્તમાન પત્રના તંત્રીની લાયકાત ધરાવતો, હુન્નરશાળા ચલાવી શકતો, વિદ્યાલયના વિષયો શિખવામાં હોશિયાર, તથા શ્રોતાઓને ખુશી કરી શકતો હતો. કોલેજમાં અમેરિકાનો એક મોટામાં મોટો મહેતાજી માર્ક હોપકીન્સ નામે હતો, તેના નિકટ સંબંધમાં તે આવ્યો જેથી આ મહેતાજીની અસર જુવાન આર્મસ્ટ્રાંગ પર થઇ, અને તે એટલી બધી બળવાન થઇ કે આર્મસ્ટ્રાંગ પોતા વિષે એમ કહે છે કે શિક્ષણ આપવાનું જે સારૂં કામ મેં કર્યું છે, તે મારા પોતાથી નથી પણ માર્ક હોપકીન્સે મારી મારફત કરેલું છે. બીજે વર્ષે દેશમાં પ્રજાકીય લડાઇ જાગી, કેટલાક વખત સુધી આર્મસ્ટ્રાંગને લડાઇમાં ભાગ લેવો પડશે એ વાતનો જરાએ ખ્યાલ ન હોતો. કેમકે તેણે પોતાની જીંદગીનો ઘણો ભાગ પરદેશમાં ગાળ્યો હતો. તેથી હું પોતે અમેરિકન છું, એમ તે માનતો પણ નહિ. પણ હાલે-

જમાં ડિગ્રી મળી કે તરત તેનું નામ લશ્કરમાં દાખલ કરવામાં આવ્યું. ત્યારપછી લડાઈમાં તેને જે અનુભવ થયો હતો તેને આપણે પહોંચી પણ શકીએ એમ નથી. તેની બહાદુરી ને નિડરપણું શાંત આગેવાની અને પોતાના લોકોની સંભાળ એ બધાંથી તેની ઉન્નતિ ઘણી થઈ હતી. વખત જતાં આર્મસ્ટ્રાંગનું વલણ ગુલામો તરફ વધતું જતું હતું, તેણે ૧૮૬૩માં ગુલામોની પલટણ પર અધિકાર માગ્યો, તેની માગણી પ્રમાણે તેને ગુલામો પર કમાન્ડર બનાવવામાં આવ્યો, આથી તેણે પોતાની જીંદગી તેઓની સેવાને માટે અર્પણ કરી દીધી, ગુલામો પણ તેનાજ થઇ ગયા; કેમકે તેઓ પ્રત્યે તેની વર્તણુક વખાણવા લાયક હતી, જ્યારે લડાઇ બંધ થઈ, અને ગુલામોને પલટણમાંથી છોડી મૂકવામાં આવ્યા ત્યારે આર્મસ્ટ્રાંગનો હોદ્દો બ્રિગેડીયર જનરલનો હતો. જોકે લડાઇ બંધ થઇ હતી તો પણ તેનો સંબંધ પલટણની સાથેજ હતો, એ પછી તેને એક મહાન દર્શન થયું, એક વખતે આર્મસ્ટ્રાંગ અને તેનાં માણસો વહાણમાં બેસીને નવી છાવણીએ જતાં હતાં તેવામાં તેને પોતાનું ઘર, બેટ, તથા બાલ્યકાળની સ્થિતિ સાંભરી આવ્યાં, વહાણમાં રહ્યા રહ્યા તેણે-તેજનદાયક તથા ખુશનુમા

ગતકાળનું, તથા ભવિષ્યનું શું થશે તે પર ચિંતન કરતો હતો, એટલામાં તેને એક વિચાર સૂઝી આવ્યો, કે હવાઇ બેટના હિલો સ્થળે એક હુન્નરશાળા ખોલવી જોઇએ, વળી તેને એક બીજો પણ વિચાર આવ્યો કે, એક બીજી કોમને વાસ્તે પણ તેવીજ શાળા બાંધવી જરૂરનું છે. એ વિચાર બાહતે આકાશી દર્શનને આજ્ઞાંકિત રહેવા સારૂ પોતાના જીવનમાં રાહ જોતો હતો. પણ આ દર્શનો કેવી રીતે અમલમાં લેવાં, તે સંબંધી તેને સ્પષ્ટ માલમ પડયું ન હોતું. પણ થોડી મુદત બાદ તેને તે વિષે ભાન થયું. જે માણસોને સ્વતંત્ર કરવામાં આવ્યાં હતાં તેમને માટે એક સ્વતંત્રખાતું ઉઘાડવામાં આવ્યું, તેને માટે તેણે કમિશ્નર જનરલ હાવર્ડની ડિસ્ટ્રિકટનું જે મુખ્ય સ્થળ હેમ્પટન હતું, ત્યાં માગણી કરી, ને મંજુરી પણ મેળવી. કામને માટે તો તે સ્થળ કુરુક્ષેત્ર હતું, તો પણ ત્યાંના દશહજાર ગુલામોને વાસ્તે તેણે જવાબદારી લીધી, ને જ્યારે તેણે પોતાની દેખરેખ નીચેના લોકોની જરૂરીઆત જાણી ત્યારે તેને માલમ પડયું કે, તેમને શિક્ષણ આપવામાંજ તેઓનો છુટકારો છે. ફરીથી તેને દર્શન થયું. તે ઉપરથી હેમ્પટન શહેરમાં એક નિશાળ ખોલી, ને પોતે તેનો પ્રિન્સિપાલ

થશે એવું તે આગળથી જાણતો નહોતો. તેની મરજી એવી હતી કે પરસન્સ નામનો એક લાયક છે તેને નિશાળનો પ્રિન્સિપાલ બનાવવો, પરતું ... ને ના પાડી જેથી બીજાં ઘણાં કામો હોવા છતાં તેણે આ કામ પણ હાથમાં લીધું. આમાં પરસન્સે એક ... ઉમદા તક ગુમા...

અજાયબી રીતે આ સ્ટ્રાંગ પરમેશ્વરથી દોરવાયો હતો. તેનું બાળપણ અને મિશનેરીપણું અને ખાનદાનપણું હોવા છતાં તે ગુલામો સાથે મળતો આવતો હતો અને તેમના પર પૂજ્ય ભાવ રાખતો હતો અને તેમ તેઓનો હિ-તેચ્છક બન્યો, પલટણમાંનું તેનું શિક્ષણ, અમલ ચલાવવામાં તેનો અનુભવ, તથા કારભારીપણું, વર્જીનીયામાં તેનું જઈ વસવું, વિદ્યા વગર ગુલામોનું કંઇપણ હિત થઈ શકે નહિ એ તેનું જાણવું, તથા હિલોમાં નિશાળ સ્થાપવી, આ બધી બાબતોથી તેને સ્પષ્ટ માલમ પડ્યું કે પરમેશ્વર મને દોરે છે, આ પ્રમાણે ગુલામોને વાસ્તે પરમેશ્વરની ઈચ્છા મુજબ દોરવાઇને કામ કરનારાઓમાં શમૂએલ ચેપમેન આર્મસ્ટ્રાંગ એક ખરેખરો નમુના રૂપ માણસ હતો.



# અધ્યાય ૩ જો.

## શમૂએલ ચેપમેન આર્મસ્ટ્રૉંગ (ચાલુ)

જનરલ આર્મસ્ટ્રૉંગે હેમ્પટન ખાતે જે વિદ્યાલય સ્થાપવાનું મોટું કામ હાથમાં લીધું હતું તે વિષે આપણે આવતા અધ્યાયમાં જોઇશું. પરંતુ અહીં આપણે જરા થોભીને જોઇએ કે તે કેવા પ્રકારનો માણસ હતો. આગળ જોયા મુજબ તે ઘણો ધાર્મિક, કામગરો, માન-વંતો, આનંદી, હિમ્મતવાન, અને બાહોશ હતો. કેમકે તેની વર્તણુંક ઘરના શિક્ષણથી દિલાસામય, અને લડાઈના અનુભવથી જુસ્સાદાર પણ શાંત બનેલી હતી. આ સર્વોચ્ચ ગુણોને તેણે પોતાની જીંદગીભર પોતાના સંગતીઓ તરીકે રાખ્યા, અને તેઓ વડે બીજા હજારો જનોને તેમાં પ્રેર્યા અને ચલાવ્યા. તે વિષે તેનો એક મહાન શિષ્ય બુકર, ટી, વૉશિન્ગટન આ શબ્દો ઉચ્ચારે છે, કે "યુરોપ તથા અમેરિકાના ઘણા મહાનપુરૂષો કે જેઓ સર્વબાબતે ઉચ્ચ ગુણ લક્ષણો ધરાવે છે, તેમના સંબંધમાં આવવું; તેને હું મારૂં ભાગ્ય માનું છું: પરંતુ મારી સમજ પ્રમાણે, અને કંઇપણ શંસય રાખ્યા સિવાય હું એમ કહી શકું છું કે જનરલ આર્મસ્ટ્રૉંગની બરાબરી કરી શકે તેવો એકે નહિ હતો" કેમકે હું એક અધમ હાલતનો ગરીબ, કોલસાની ખાણમાં કામ કરનાર માણસ,

કે જે આવા મહાન માણુસના નિકટ સંબંધમાં આવવાને તદન લાચાર, તે હું જ્યારે તેમની પ્રથમ મુલાકાતે આવ્યો ત્યારે તેમની દૈવી શક્તિના પ્રભાવથી મારા મન પર એ અસર થઈ કે મારે સંપૂર્ણ માણુસ થવુંજ જોઇએ. અને એ મુલાકાત તો મારી જીંદગીમાં હું હંમેશાં યાદ રાખુંછું. અને તેથી કરીને હું જ્યારે હેમ્પટનમાં દાખલ થયો ત્યારથી તે તેમના અવશાનકાળ પર્યંત મને તેઓને જાતે મળવાની ઉત્તમ તક હતી. અને એ મેળાપોમાં જેમજેમ તેમની સાથે વધારે મેળાપ અને પરિચય થતો ગયો તેમતેમ તેઓ પ્રત્યે માનની ઉર્મિંઓ વૃદ્ધિજ પામતી ચાલી, ને ખરે કોઇ દૈવીપુરૂષ હોય એમ સૌને દૃષ્ય થવા લાગ્યું. ટુંકમાં એટલુંજ કે જો આ હેમ્પટન શહેરમાંથી મકાનો, નિશાળો, તેમના શિક્ષકો, અને હુન્નરશાળાઓ ખસેડી નાખી પુરૂષો અને સ્ત્રીઓ માત્ર જનરલ આર્મસ્ટ્રૉંગનાજ સહવાસમાં આવે તો તેથી ઉંચા પ્રકારની કેળવણી પ્રાપ્ત થાય." તેમના મરણ પહેલાં જ્યારે અમે દક્ષિણમાં હતા ત્યારે નાઉમેદ તથા નિરાશામાં ઘેરાયેલા હતા, ત્યારે તેમના મગજની યોજના એવીતો આશાવંત હતી કે અમે કેવળ આગળ વધી જીત પર જીત પામતા હતા. વળી અમે સ્વાર્થમય વિચારો તરફ દોરવાઇને પોતાનેજ વાસ્તે જીવવાને ઇચ્છિતા હતા, પરંતુ આર્મસ્ટ્રૉંગ પરમાર્થમય જીવન જીવતા એ જોઈ અમને શરમ આવવા

લાગી, ને તેથી અમે અમારી સ્વાર્થવૃત્તિઓ સદંતર ત્યાગ કરી. અમે અમારા કામમાં સુસ્ત તથા નાઉમેદ થતાહતા ત્યારે જનરલ આર્મસ્ટ્રાંગનોજ વિચાર કરતા હતા. તેઓ તો રાત્રી તથા દિવસ; ઉનાળો તથા શિઆળો; કામ અને કામમાંજ ગુંથાએલા રહેતા હતા. અને તેથી અમને નવી આસ્થા તથા બળ પ્રાપ્ત થતાં હતાં. આ જનરલ આર્મસ્ટ્રાંગના મગજ તથા વિનીમય આસ્થાપર મહાન વોશિન્ગટન તે એક ખરો નમુનો છે. તેના આ દેવ શી ગુણોને લીધે તેના વિદ્યાર્થીઓ તેના પર પ્યાર કરતા કેમકે તે તેઓ પર પ્યાર કરતો, અને તેથી કરીને તેઓ તેની સુબીક રાખતા. તે તેમના હિતમાં પિતા સમ સંભાળ રાખતો અને તેમનાં ભુડાં કૃત્યોને ધિક્કારતો.

તેની જુવાનીપણાની હિંમત તેના કૃત્યમાં પ્રત્યક્ષ જોવામાં આવતી. કોઈપણ બાબત કે કાર્યનો પ્રયોગ કરવાને તેનું પરિણામ જોયા સિવાય ફક્ત કામને હાથમાં લઈ કરવાજ મંડી જતો. કારણકે, કામ કે કામ બહાર પણ તેનો પ્રભુ પર અચળ વિશ્વાસ હતો, અને તે તો તેના ધાર્મિકપણામાં દૃષ્ટિગોચર થતો હતો. નિશાળો તથા નવાં મકાનો બાંધવાને મિત્રોની સખાવતથી જરૂરી જેટલાં નાણાં મળશે, તથા ગુલામોને વાસ્તે આ હિતની બાબતો કરવી, ને તે થવાની શકયતા છે. આવો તેનો અજબ

વિશ્વાસ હોવાના કારણથી તેના વિદ્યાર્થીઓ તેના હાથનું ઉત્તમ કામ થઇ પડ્યા. એ તો તેની નાનપણની કસરત, જાથુ કામ તથા ખંત રમુજ ભર્યાં થઇ પડ્યાં. કેમકે ફરજ બજાવવાને સ્વાર્પણ કરવું એતો બાલ્યાવસ્થામાં સ્વગૃહે તથા યુવાવસ્થામાં પલટણમાં સૈનિક તરીકે તે શીખ્યો હતો. તે તેઓનાથી કદી વિખુટો પડયે જ નહિ.

આ પ્રમાણે પોતાની ફરજો બજાવતાં તે બીજી પણ ઘણી અગત્યની બાબતો શીખ્યો. કોઇપણ કામને હાથમાં લેતાં તેનું પરિણામ શું આવશે તેની રાહ જોતો નહિ; એથી ઘણીવાર કેટલુંક કામ મુંશ્કેલ ભર્યું થઈ પડતું. એથી કરી હવે તેને મિશનેરી કામમાં ધીરજવાન થવાની જરૂર જણાઈ આવી, અને એમ કરતાં કામ ધીમું ચાલે તોપણ આખરે વિજય અને આનંદ આવીજ મળવાનાં, એમ તેણે પ્રત્યક્ષ અનુભવ કર્યો; ને ઉમેદ પણ પૂર્ણ રાખી રહ્યો. તેની કેટલીક અગત્યની કહેવતો જાણવાજોગ છે; માટે જો આપણે તેનો અભ્યાસ કરીએ, તો આપણને માલમ પડશે કે તે કેવો માણસ છે. આ કેટલીક કહેવતો ઘણી ટુંકમાં છે, તોપણ તે ઘણી બંધ બેસતી છે. એમાં ઘણી કહેવતો તેણે પોતાના વિદ્યાર્થીઓ આગળ રવિવારે આપેલાં ભાષણોમાંની છે. બાકીની સામાન્ય ભાષણોમાંની છે. આ કહેવતો કેવળ અમેરિકાને વાસ્તેજ નથી, પણ સૌ

કોઇને માફક છે. જો કોઈ જુવાન બાળકો યા બાળકીઓ પોતાના જીવનમાં કાંઇ ઉપયોગી કૃત્યો કરવામાં જય પામવા ચાહે તો તેઓએ અવશ્ય તેનું મનન કરવું જોઇએ.

તમારા લોકોને વાસ્તે જીવવ ગાળો, નહિ કે માત્ર પોતાનેજ વસ્તે.

જે કંઇ તમે પામ્યા છો તે તમે પણ બીજાઓને આપીને મદદ કરો.

ઘણા ઉદ્યોગી થવાથીજ હાનિકારક કૃત્યોથી દૂર રહી શકાય છે. ઇશ્વરે આળસુ માણસોને સારૂ દુનિયા પેદા કરી નથી.

જે કાર્ય કરવાને મુશ્કેલ છે તેને કરવામાં જીવનનો મહિમા છે. કેમકે જે કામમાં સ્વાર્પણ નથી તે કામ ઇશ્વરના ઈરાદા પૂર્ણ કરી શકતું નથી. માટે જેને આપણે અર્પણ કહીએ છીએ તે તો જીંદગીનું સ્વાર્પણજ છે, તે વડે જે કંઈ કરો તે કેવળ સારૂંજ કરો, કેમકે તેથી જીંદગી તાકાતવાન થાય છે. જે કોઇ પોતાને દેવ આગળ એ પ્રમાણે અર્પણ કરતો નથી તે ખરે એક અજ્ઞાન મૂર્તિ-પૂજક છે. કે જે દુઃખદ દશા ભોગવે છે.

નિશાળના વખત દરમિયાન ઝઘડો કરવો નહિ, પણ બધા સાથે હળીમળીને સંપથી કામ કરવું. મૂર્ખાઈના રસ્તા તથા તેને લગતાં કાર્યોથી સદા દૂર રહેવું. તથા

નિઃસ્વાર્થ અને ડહાપણ વડે સર્વનું ભલું ઈચ્છવું.

પ્રાર્થના એ દુનિયામાં મહાન પરાક્રમ છે. અને તે દેવને તથા આપણને એક કરવાને પ્રકાશમય રસ્તો બનાવે છે. તેથી આપણા મુલકમાં હરેક પ્રકારની ઉન્નતિ થાય છે.

ચડસા-ચડસી તથા ગરબડ દેવની ફોજને કમજોર બનાવી આખરે હાર આપે છે, માટે જે કંઇ કરો તે સર્વ સારૂં કરો ને ઐકયતાથી કરો, એકબીજાની આગળ થવા અથવા એકબીજાને ભોંઠો પડવા, કે એકબીજાનું કામ ઉંધું વાળવા પ્રયત્ન કરશોજ મા. પણ પોતાનું કામ સારૂં તથા પ્રશંસનિય થાય તેને માટે નમ્રતાથી શાંતચિત્તે પ્રયત્ન પર પ્રયત્ન કર્યાજ કરો.

આપણા મુલકમાં ભલાં કામો એ છે કે દેશને સુવાર્તારૂપી ખમીરવાળો કરવો; યા કમજોરોને બળવાન કરીઉન્નતિએ લાવવા, અપ્રિય તથા ધિક્કારાએલી કોમોને કેળવી પ્રિય તથા ભાવ ઉપજે એવી બનાવવી

જે કોઇ ખરી સત્યતાએ મનુષ્યોને માટે શુભ કાર્ય કરે છે તેને દશગણો બદલો મળે છે.

તમારા ભવિષ્યની ચાવી સિદ્ધ કરી તેને માટે પ્રયત્ન પર પ્રયત્ન કર્યાજ કરો. તેથી ડાબે કે જમણે જશોજ મા. નાઉમેદ થનાર માણસ પોતાનાં હથિયારો ઉતારી મૂકી દે છે, ને પાછળ પડતો જાય છે. પણ

વિશ્વાસ રાખી આગળ વધનાર સારૂં ફળ પ્રાપ્ત કરે છે.

જેઓ કામ કરતાં નથી તેઓ ઉન્નતિએ ચઢી શકતાં નથી.

જ્ઞાન આપવા કરતાં પ્રાપ્ત કરવું વધારે ચાહવું જોઇએ.

જીંદગીનો વેગ ઘણો છે.

અનંત મહેનતની કિંમત જીત છે.

એક શાહુડી હતી તે ઝાડ પર ચઢી શકતી નથી. એવું થયું કે એક કુતરાએ તેની પૂઠ પકડી, જેથી તે દોડતી એક ઝાડ પાસે આવી પહોંચી. ને વિચાર કર્યો કે જો હું આ ઝાડ પર ચઢી જઈશ તો કુતરો મને પકડી શકશે નહિ. કારણકે કુતરાં ઝાડ પર ચઢી નથી શકતાં જેથી અહીં ફરજ પડી ને તે ઝાડ પર ચઢી ગઇ.

## અધ્યાય ૪ થો.

## હેમ્પટનનું વિદ્યાલય.

જનરલ આર્મસ્ટ્રાંગને પ્રથમ એ વિચાર આવ્યો જ નહિ હતો કે આ છુટા થએલા ગુલામોના ખાતાનું કામ મારે છોડી દેવું પડશે. ઉપલી સંસ્થાનું કામ હોવા છતાં તેણે આ નવી ઉઘાડેલી નિશાળનું કામ હાથમાં લીધું.

જેથી કેવળ આ વિદ્યાલયજ તેના વિચારોનું મધ્યબિંદુ થઈ પડયું. આથી ગુલામોની સંસ્થામાંથી પોતાનું રાજી નામું લઇ, ને હવે સઘળો વખત વિદ્યાલયના કાર્યમાં અર્પણ કર્યો. ઉત્તર સંસ્થાનોના મિત્રોની મદદ વડે જમીન અને મકાન પુરાંપાડયાં. આ વિદ્યાલય સંબંધીની તેની યોજના નીચે પ્રમાણે છેઃ- તેણે નાની વયના ગુલામોને કેળવ્યા; કે તેઓ સર્વ બાબતે કેળવાયા બાદ પોતાના મુલકમાં પોતાના જાતિય ભાઇઓમાં શિક્ષકો તથા આગેવાનો બને. તેઓને નમુનો, કેળવણી, જમીન તથા ઘરો આપીને કેળવ્યા. પરંતુ કાંઈ પૈસા આપવામાં આવતાજ નહિ, પણ પોતાને હાથે મહેનત કરી તેને માન આપી કમાતા હતા. પણ આ કારગર હાથોએ બેવકુફી ભરેલી સખ્ત મહેનત ન થાયઃ- અને જોઇતું સ્વપાપણ ન થાય; માટે બુદ્ધિ, ચાતુર્ય, અને સદ્વર્તણુના ગુણો વૃદ્ધિ પામે તે માટે હુન્નરનું બધારણ કરવામાં આવ્યું.

ઉપર હેમ્પટન વિદ્યાલયની વાત આવી, તે સને ૧૮૬૮ના એપ્રીલ તા. ૧લીએ એક શિક્ષક, એક મેટ્રન, તથા પંદર વિદ્યર્થીઓથી ખોલવામાં આવ્યું. અને તે વિદ્યાલય આબાદ અને વૃદ્ધિંગતથાય, તેને માટે વિદ્યાલયમાં વિદ્યાર્થીઓ મેળવાય તેઓને આ રીતનું આમંત્રણ આપવામાં આવતું કે, તેઓએ પ્રેમી તથા ઉત્સાહી અને

ઉમંગી થવું મજબુત અંતઃકરણથી ધિરજવાનથવું. કામ કરવું સારી કેળવણી પમવી, અને પોતાની જીંદગીનો આધાર પોતાપરજ નાખવો પણ જેઓ એ પ્રમાણે કરતા નહિ તેઓ વિષે નિશાળનો પ્રિન્સિપાલ એમજ કહેતો કે હવે તેઓના જીવનકાર્યનો સુધારો થવો અશક્યછે જે વિદ્યાર્થીઓ સારી રીતે ઉમંગી બન્યા અને પોતાના જીવનને પોતેજ નિભાવનાર બન્યા તેઓમાં પ્રથમ વિદ્યાર્થી હેનરી કર્ટ પેઇન કરીને:હતો, તેના વિષે આપણે એટલુંજ જાણીએ છીએ કે તે એક સારો મહેતાજી બન્યે હતો; ને તેણેજ બુકર, ટી. વોશિંગટનને હેમ્પટન જવાને શિખવ્યો હતો. અને તેનાથી બુકર, ટી. વોશિંગટનનું જીવન તેની કોમના એક આગેવાન તરીકે થયું. શું આ તેને પોતાને વાસ્તે એક ઉમદા જીવન સેવા નહિ હતી ?

શરૂઆતનાં વર્ષો આર્મસ્ટ્રાંગને વાસ્તે ઘણાં મુશ્કેલ હતાં, કારણ કે પૈસા પોતાને હાથે એકાએક આવતા નથી, પણ તેને કયાંથીએ પ્રાપ્ત કરવા પડે છે નવનવાં મકાનો બાંધવાનાં હતાં, નિશાળનું કામ જારી રાખવાનું હતું. તોપણ તે આ સર્વ કામ કરી શક્યો. તેના વિષે તેનો એક મિત્ર કહેછે, કે "હરકોઇ નાની અડચણ પણ રસ્તો આગળ વધવા રોકાણ કરેછે, તેમ આર્મસ્ટ્રાંગને પણ હતું; પરંતુ આર્મસ્ટ્રાંગ આગળ અને આગળજ વધતો

અને ચઢતો. ને જો રોકાતો, તો ઉભો થઇ ઊંચે રઘતો: એટલે થએલું કામ વધારે મજબુત કરતો હતો "

આર્મસ્ટ્રાંગે પોતેજ કહેલું છે કે, "નાઉમેદી મારા હાથોને નબળા પાડી ધ્રુજાવી દે છે. પણ મારી બીતી આંખોને નાનાંનાના કામોને વાસ્તે પ્રકાશ આપેછે, જયારે મારી સઘળી તાકાતો પર કર નાખવામાં આવેછે, ત્યારે મને ખુશી ઉપજેછે, અને એ ખુશાલીમાં નવી અને મોટી યોજનાઓ મારા મગજમાં જાણુ આવતીજ જાયછે ત્યારે રફતેરફતે તે અમલમાં મુકવામાં આવેછે."

આ નવી જાતની યોજનાએ કરી, દશ વર્ષની માંહે મજકુર વિદ્યાલયમાં ૩૦૦ કરતાં વધારે વિદ્યાર્થીઓ અને ૨૪ શિક્ષકો થયા હતા. તેઓની સગવડને માટે જોઇતાં મકાનો પણ પુરાં પડયા હતાં નિશાળીઆની એક ટોળી ઉત્તરના ભાગમાં સંગીત ગાતી ફરતી હતી; તોપણ તેઓનું શિક્ષણ અટકી પડયું નહોતું. પણ આ મુસા- ફરી દરમિયાન વિદ્યાલયમાં આપવામાં આવતા શિક્ષણ મુજબજ હરેક પ્રકારનું શારીરિક અને માનસિક શિક્ષણ તેઓને શિખવવામાં આવતું હતું. જો કે તેમાં ખર્ચ ઘણું થતું હતું. તોપણ પરિણામ સારૂંજ આવતું હતું, તેથી આર્મસ્ટ્રાંગ ખુશજ થતો હતો.

સને ૧૮૭૮માં અમેરિકન ઇન્ડીયન વિદ્યાર્થીઓને

હેમ્પટન વિદ્યાલયમાં મોકલવામાં આવ્યા. જુના વિદ્યાર્થીઓમાં અને આ નવા આવેલા વિદ્યાર્થીઓમાં શરૂઆતથીજ પ્રેમનાં અંકુરો વવાયાં, અને ભાઈપણાના સંબંધમાં એકરૂપ થયા. શરૂઆતથી અદ્યાપિ પર્યંત તેઓ કંઈપણ ભેદ રાખ્યા સિવાય શિક્ષણ લે છે, અને દરેક બાબતે દરેક જણ સંતુષ્ટ છે. હેમ્પટન સ્થળે ગુલામો પહેલવહેલા શિક્ષણ લેવા આવ્યા તેથી કરી તેઓને માટે આ સ્થળ એક અગત્યનું, સુધારાનું, આનંદનું, અને ઉદ્ધારનું થઈ પડયું. એજ પ્રમાણે અમેરિકન ઈન્ડીયનોને માટે પણ થઇ પડયું. કારણ કે અનેક પ્રયોગો અને લોકોની કેળવણીને માટે આ સ્થળ રમુજ ભરેલું હતું. વખત જતાં, કામ વધતાં, બીજી ઈન્ડીયન નિશાળો પણ ઉઘાડવામાં આવી.

કામ વેગેનેવેગે ધમધોકાર આગળ ચાલ્યા કરતું. સને ૧૮૮૬માં ત્યાં ૬૯૩ વિદ્યાર્થીઓ, તથા ૭૦ શિક્ષકો હતા, વળી વધારામાં એક વ્યવહારિક નિશાળ પણ ખોલી હતી; જેમાં ૩૦૦ વિદ્યાર્થીઓ, તથા તેને લગતી ૭૭૮ એકર જમીન હતી. ૨૧વર્ષ દરમિયાન હેમ્પટન વિદ્યાલયમાંથી કેળવણી પામીને ૫૦૦ વિદ્યાર્થીઓ બહાર નિકળ્યા હતા જેમાંથી કેવળ ૫૦ વિદ્યાર્થીઓ પોતાનું કામ સારી રીતે કરી શકતા ન હતા. આ સઘળા વિદ્યાર્થીઓમાંના

મોટા ભાગે શિક્ષકનું કામ પસંદ કર્યું હતું. ને જેમ.... પેઇને....વૉશિન્ગટનને, ને વૉશિન્ગટને બીજા અસંખ્યોને કેળવ્યા તેમજ તેઓએ પણ બીજાને કેળવ્યા. એટલે જે કંઇ તેઓએ પ્રાપ્ત કર્યું હતું, તે બીજોઓને પ્રાપ્ત કરાવ્યું. હેમ્પટનમાં રહેતા બધા વિદ્યાર્થીઓને બધાં કામ કરવાં પડતાં એથી તેઓને કોઇપણ કામ પર પ્રેમ, અને આવડત, તથા એકબીજાને ઉપયોગી થવાની ફરજ પડતી હતી. વિદ્યાર્થીઓ કેળવણી પામી પોતાનું પોષણ સુખરૂપે નિભાવી શકે એને માટેજ તેઓને કેળવણી આપવામાં આવતી નહતી, પણ એ માટે કે તેઓ શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બાબતે કેળવાઇને બુદ્ધિ, ચાતુર્ય તથા સદ્‌ગુણાલંકૃત બને; અને પોતાના દેશના લોકોને તથા સમાજને વધારે ઉપયોગી થાય.

સને ૧૮૯૦ માં જનરલ આર્મસ્ટ્રૉંગની તબીયત બગડી ગઈ કેમકે તેણે વિદ્યાલયના કાર્યમાં પોતાનું શરીર ઘસી નાખ્યું હતું. રાતદિન, વિચાર અને કામ કરવાથી મગજ અને શરીરને લેશમાત્ર પણ આરામ ન મળવાથી બળવાન અને પહેલવાન જેવું શરીર ઘટતાં ઘટતાં ઘટી ગયું. એમ ૧૮૯૩માં આ મહાન નરવિર વિદ્વાન દેવલોક પામ્યો. બાળપણ અને યુવાવસ્થા સમયની જે જે તેની ઉમેદો અને ઉત્સાહો તે તે પોતાના મરણ પહેલાં જોવાને

તે ભાગ્યશાળી નિવડ્યો. જે કોમના સાર્થક ઉદ્ધારને સારૂ તેણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું અને તેથી તે કોમના ભલાને વાસ્તે જે તેના વિચારો ફળીભૂત થયા હતા, તેથી તે પોતાને દેવ આગળ હાજર થવા રાહ જોઇ ઉભો હતો. કેમકે જ્યારે ગુલામોને છુટા કરવામાં આવ્યા ત્યારે તેઓને માટે કંઇપણ આશ્રય નહોતો, તેઓને માટે એક પણ નિશાળ નહોતી, પરંતુ પોતાના મૃત્યુ પહેલાં ૨૫હજાર નિશાળો સ્થાપન થઇ હતી. ને બે લાખ કરતાં વધારે વિદ્યાર્થીઓ લખતાં વાંચતાં શીખ્યા હતા, શરૂઆતમાં ગુલામોને માટે કંઈપણ ખોરાકને માટે પૈસા હતા નહિ, પણ ત્રીસ વર્ષ દરમિયાનમાં તેણે તેઓ વાસ્તે સાઠ લાખ રૂપીઆ જમા કર્યા હતા. નિશાળમાં નવી જગા તૈયાર થતાં ટોળાબંધ નવા ગુલામો આવીને રહેવા માગતા તે સર્વનું તેણે લાલનપાલન કરીને સર્વ બાબતે લાયક કર્યા.

આ તેઓના પિતા તુલ્ય પાળક જનરલ આર્મસ્ટ્રૉંગને હેમ્પટન વિદ્યાલયના કબ્રસ્થાનમાં, કે જ્યાં તેઓને વાસ્તે તેણે ભગીરથ શ્રમ ઉઠાવ્યો અને પોતાને આપી દીધો ત્યાં પ્રેમથી દફનાવીને ભૂમિદાહ દીધો. આ કબરના મસ્તક તરફ પોતાની જન્મભૂમિથી આણેલો જ્વાળામુખીનો એક પત્થર અને પગો તરફ અમેરિકામાં જે સ્થળે તે

શિક્ષણ પામીને લાયક થયો હતો ત્યાંથી તેણે આણેલો મોટો પત્થર મુકવામાં આવ્યો હતો.

હવે તેના મૃત્યુને લીધે હેમ્પટન વિદ્યાલયનો સઘળો કારભાર કોઈ સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થને સોંપવાની જરૂ પડી. તેથી ડાકટર હોલીસભર્ક ફ્રીસલ નામના એક ગૃહસ્થ જેઓ આ મહાન કામને પહોંચી વળે તેવા હતા તેમને આ કામ સોંપવામાં આવ્યું. તેમણે ઘણી હોશિયારી અને બુદ્ધિથી આ મહાન કામ ૨૪ વર્ષ સુધી ચલાવ્યું અને ઘણો દઢ સુધારો સ્થાપિત કર્યો, સને ૧૯૧૭માં ડાકટ દેવલોક પામ્યા ત્યારે વિદ્યાર્થીઓની સંખ્યા ૯૩૪ની થઇ હતી, ઉપરાંત ગરીબ તથા અભાગીઆં માણસોની મદ્દે જન સામાજિક સેવાનું કામ ઉત્તમ રીતે ચાલતું, નિશાળમ શિક્ષણનો ઉપયોગ આજુબાજુનાં શહેરોમાં કરવામ આવતો, મહેતાજીઓને માટે

ઉપાધ્યાયોની કોન્ફરન્સ, સાર્વજનિક ફરતી લાયબ્રેરીઓ, ખેતીવાડીને લગતું ઉત્તેજક ખાતું. ખેડુતોનં કોન્ફરન્સો, સ્વચ્છતા તથા તંદુરસ્તી જાળવવાને મા ઉપયોગી ચોપાનીઆં, નિશાળનું વર્તમાન પત્ર વગે ઘણાં પામાર્થિક સુધારાનાં કાર્યો ઉત્સાહપૂર્વક કરવામ આવતાં હતાં. આ પ્રમાણે હેમ્પટન એ સુધારાનું મધ્ય બિંદુ થઈ પડયું હતું. જેથી, મહીસુર, મુંબઈ, મદ્રાસ

ચીન, મેક્ષીકો બ્રાઝીલ તથા આફ્રિકા વગેરે સ્થળોથી અસંખ્ય ગૃહસ્થો મુલાકાત લેવા આવતા હતા, અને પૂછતા કે હેમ્પટન વિદ્યાલયનું કામ શી રીતે આટલું બધું ઉન્નત થતું વૃદ્ધિ પામે છે ? તેનું શું કારણ છે તે અમને સવિસ્તર બતાવો ? થેસ્સાલોનીકા ( સાલોનીકા ) જ્યાંથી પાઉલ પોતે પત્રો લખ્યા, ત્યાં આગળ હાલ હેમ્પટનના જેવીજ એક કોલેજ સ્થાપન કરવામાં આવીછે.

આ પ્રમાણે ઘણે દૂરદૂર હેમ્પટન વિદ્યાલયની અને તેના કાર્યવાહકની ખ્યાતિ પ્રસરી રહીહતી, તેના કાર્યવાહક અને કામકરનાર સર્વના હાથ અને મગજ બધું કામકરવાને કેળવાએલાં હતાં. જેથી તેમનું કામ આ પ્રમાણે વજનદાર ગણવામાં આવે છે. કોઇએ કહ્યું છે કે આગળ વધવાને માટે મગજ તથા હાથનું કામ નિરાળું નથી. જેમ ચાલનારને વારાફરતી પગલાં ભર્યે આધાર મળે છે, ને ચાલવાની સરળતા પ્રાપ્ત થાય છે; તેમજ મગજ તથા હાથના કામ વિષે સમજવું. ખરે હેમ્પટન એ સ્ત્રીઓ અને પુરૂષોના સુધારાનું એક મુખ્ય સ્થળ છે. ટસ્કીગીમાં બીજી પણ એક નમુનાદાર નિશાળ બાંધી છે જેના વિષે આપણે આગળ જાણીશું.



# અધ્યાય ૫ મો.

## બુકર, ટી. વોશિન્ગટન.

જે મહાન પરિશ્રમ ઉઠાવવા તનતોડ કાર્ય કરવાર
આવ્યું હતું, તે પરિશ્રમ અને કાર્ય હવે પૂર્ણતાઃ
પહોંચ્યું હતું. અને તેને સારાં ઇચ્છવા જોગ ફળ પ
લાગ્યાં એ ફળને છેવટની વિદાયગીરી અને કંઈક સા
અગત્યની લાભદાયક ફરજરૂપી શિખામણ મળે તે મા
શાળાધ્યક્ષે ગુલામ કોમમાં જે કેટલાક વિદ્યાર્થીર
અભ્યાસ પુરો કરી રહ્યા તેઓને માટે એક દબદ
ભરેલું ગ્રેજ્યુએશન કર્યું. તેમાં આજના આપણા પાઠ
નાયક બુકર, ટી, વૉશિન્ગટન પણ હતો. એ એટ
પ્રશંસનિય માણસ હોવાથી આજે આપણે તેના વિ
કંઈક જોઈશું. બુકર, ટી વૉશિન્ગટનની બરાબરી ક
શકે તેવો એક પણ શખ્સ ગુલામકોમમાંથી આગેવા
તરીકે થયોજ નથી. તો જેમ આર્મસ્ટ્રાંગ અને તે
વિદ્યાલયને સંપૂર્ણ જાણવા જેટલો વખત લીધોછે તેટ
વખત વૉશિંગટન તથા તેના વિદ્યાલયને જાણવા ગાળી
તો તે અસ્થાને નહી ગણાય. બુકર, ટી. વૉશિંગટનને
જન્મ આસરે ૧૮૫૮ની સાલે થયો હતો. બાળપણ
તે ગુલામનો દીકરો હતો. તેની મા તથા ભાઈ ત
બેન ફક્ત ૧૬ ફૂટ લાંબી અને ૧૪ ફૂટ પહોળી એ

એક નાની કોટડીમાં રહેતાં હતાં. બાળપણથી તેની જીંદગીની શરૂઆત ખેદજનક, ઉજ્જડ તથા ના ઉમેદ કરી નાખે તવી હતી. ગુલામગીરીમ થી છુટયા બાદ પહેલાં તે કદી પણ ખાટલા પર સુવા પામ્યોજ નથી. જેમ સાધારણ વર્ગનાં માણસોનાં છેકરાં કંઇક કંઇક સાધારણ રમતો રમવા પામે છે, તેમ વૉશિંગટન રમવા પામ્યોજ નથી, રમત એ શું છે તે તેણે સ્વપ્નમાં પણ નિહાળી નથી અથવા નીશાળ એટલે શું તે પણ તે મુદલ જાણતો નથી. પણ માત્ર બાળપણમાં પોતાના શેઠની દીકરીની ચોપડીઓ ઉચકી તેને નિશાળે લઈ જતો અને નિશાળના દરવાજા આગળ થોભતો ને નિશાળ જોતો એ સિવાય બીજી એક પણ નિશાળ છુટકો થયા પહેલાં જોઈજ ન. હોતી. બલ્કે સઘળી ઇચ્છવાજોગ વસ્તુઓ તેની વિરૂદ્ધમાંજ હતી. તેની તરફેણમાં એક પણ સારી વસ્તુ કે જે લાભદાયી છે તે હતીજ નહિ. પરંતુ સ્વતંત્રતા મળ્યા પછી ધીમે ધીમે સાધારણ સારૂં થતું ગયું. પાછળ જણાવ્યા પ્રમાણે ગુલામોએ હવે શું કરવું તે તેમનાથી સમજાયું નહિ. કારણકે ઘણાં વર્ષોની ગુલામગીરીએ તેમને જીંદગીનાં કામ કરવાને અશક્ત બનાવી દીધા હતા. મળેલી સ્વતંત્રતાનો કેવી રીતે ઉપયોગ કરવો એ તો તેઓ જાણતાજ નહિ. પરંતું જે ભવિષ્યમાં મહાન નર નીવડનાર તે બુકર, ટી. વૉશિન્ગટન સમજવા લાગ્યો કે

હવે તો ઉદર પોષણ માટે કોલસાની અને મીઠાના ખાણોમાં સખત મજુરી કરવીજ પડશે કેમકે તે સિવાય બીજો એક પણ ઉપાય હાલ છેજ નહિ એમ વિચારી સખત મજુરી કરી કામે વળગી પડયો. તો પણ તેનુ મન ભણવા તરફ આકર્ષાયું. પણ કામ આગળ વખત કયાંથી. જેથી ખાનગી અભ્યાસ કરવા લાગ્યો. તેમાં તે ફાવ્યો, ને પાછળથી એક જણના કહેવાથી હેમ્પટન તથા ટસ્કેગીમાંની રાત્રિશાળાઓમાં દાખલ થયો તેની સાથે બીજા ઘણા જણ ઉમેરાયા તેઓ દિવસે ખાણમાં મજુરી કરતા અને રાત્રે શાળામાં અભ્યાસ કરતા. દિવસનું સખત કામ અને રાત્રે સ્કુલનો અભ્યાસ બહુજ મુશીબત ભરેલું થઈ પડયું. તોપણ વૉશિંટને પોતાની ઉમેદ પુરી કરી તે કહે છે કે મારી જુવાનીના દિવસો ઘણા કષ્ટમય અંધકારમય અને નાઉમેદ બનાવી નાખે તેવા હતા તો પણ મેં મારી એકે ધારણા પુરી પાડવા આળસ કરીનહિ ને એમ કરતાં બિલંબ પણ થયો નહિ કારણ એજ કે મારો ઠરાવ એ હતો કે ગમે તે પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરેવું. ને જ્યાંસુધી દિવસની નિશાળમાં ભણવાને પુરતા પૈસા ન કમાવાય ત્યાંસુધી રાત્રિશાળામાંજ અભ્યાસ ચાલુ રાખવો. ખરે વોશિન્ગટનને અભ્યાસ કરવામાં સખત

મુશ્કેલીઓ આવતી વખત પણ પુરો મળતોનહિ. બીજા ગોરા છોકરાઓને પુષ્કળ વખત મળતો જોઈ વાસ્તવીક-રીત અદેખાઈ આવી પણ પાછળથી તે તેને ઘણી જુદીજ રીતે જણાઇ આવી. કેમકે તેણે જોયું કે હું ગુલામ હોવાથી મને ઘણી બાબતમાં લભ છે. વળી થોડાજ અપવાદી સાથે તે કહે છે કે જુવાન ગુલામોએ સફેદ જુવાનો કે જેઓ ગુલામછે તેમના કરતાં વધારે ખ્યાતિ મેળવવાને સારૂ તેઓ કરતાં ઉત્તમ પ્રકારે કામ કરવું. જોઇએ જેથા તેને અહોનિશ સખત કામ તથા માથા-કુટોમાંથી થઈ પસાર થવું પડતું હતું તોપણ તેનુંબળ અને વિશ્વાસ તથા ધીરજ ઓછાં થતાં નહિ. પણ વધતાં જતાં હતાં. જેને જન્મથીજ બધી બાબતે સર્વ સગવડ હોય છે, તેને વોશિન્ગટનની માફક, ઉત્સાહ, ધીરજ અને વિશ્વાસ હોતો નથી તેથી તે નિરાળો રહી જાયછે. ઉપરની વાતને અનુસાર વોશિંગ્ટન નીચે પ્રમાણે કહેછે. તે આપણ દરેકે યાદ રાખવું જોઇએ. “હું શીખ્યોછું તે એ કે કોઇપણ માણસ પોતાની જીંદગીમાં ઉચે દરજ્જે પહોંચ્યો હોય તે તો તેની જીતનું નિશાન ન કહેવાય, અને તે પરથી તેની જીતનું પ્રમાણ કાઢી ન શકાય, પરંતું જીત પામવાને તે જેટલી મુશ્કેલીઓ પસાર કરી છે અને કરેછે અને તે પર જીત પામ્યો છે પણ ખરો.

તે વડેજ તેનું ખરૂ પ્રમાણ કાઢી શકાય." વળી તે કહે છે કે સદ્‌ગુણોએ માલુમ પડી આવતા કે દ્રષ્ય છે અને તેથી તેનો બદલો પણ મળેછે.

જયારે આ પ્રમાણે તે કોલસાની ખાણમાં કામ કરતો અને રાત્રે અભ્યાસ કરતો હતો તે દરમિયાન બે માણસોને હેમ્પટન સબંધી વાતો કરતાં સાંભળ્યા. એ માણસોની વાતો પરથી તેને એમ દર્શાઈ આવ્યું કે તે તો સ્વર્ગ સમાન રમણીય અને ભવ્ય શહેર હશે, એ શહેર કયાં આવ્યું હશે તે સંબધી તે લેશ માત્ર પણ જાણતો નહોતો, તોપણ ત્યાં જવા તેણે એકદમ ઠરાવ કર્યો, એમ તેને હેમ્પટનનાં સ્વપ્ન આવતાં હતાં તેથી તેણે કોલસાની ખાણમાં કામ કરવાનું છોડીદીધું ને મિસિસ રફ્ફનરને ત્યાં ઘરમાં કામ કરવાની નોકરી શોધી લીધી, તેણીના વિષે લોકવાયકા એવી ચાલતી હતી કે તેણી નોકરોપર બહુ સખ્તાઇ દાખવે છે, પણ આ સખ્તાઇ તો ઇચ્છવા જોગ હતી, એ માટે કે નોકરો પોતાનું કામ બરાબરરીતે કરી શકે. આ કામ કરતાં વોશિન્ગટન એક અગત્યનો પાઠ શીખ્યો, કે જે તેની ભવિષ્યની જીંદગીમાં ઘણોજ ઉપયોગી થઇપડયો, તે એ કે કોઈનું કામ કરવું તો તે બરાબરજ કરવું. વળી આને સ્વચ્છતાનો પણ

આવશ્યક પાઠ તેને જણાઈ આવ્યો, અને તે એટલો સંપૂર્ણરીતે શીખ્યો કે તે વિષે તે એમ કહેછે કે ઘરની આજુમાજુ અથવા તો મહેલ્લામાં પડેલા કે વિખરાએલા કાગળના કકડાઓ જોઇ એકદમ ઉંચકી લીધા સિવાય હું રહી શકતો નહિ. મેલું કંપાઉન્ડ યા વાડો સાફ કર્યા વગર તેવાજ રહેવા દેવો એ મને કદી ગમતુંજ નહી વાડનો ભાગી ગયેલો ભાગ સમારા વગર રહી શકતોજ નહિ. ધોળ્યા વગરના ઘરને તેમજ રહેવા દેવું; કપડાં ફાટી ગએલાં, તે પરનાં બટન તૂટી ગએલાં વગેરે નસમારવાં, પોષાક અને જમીન પર પડેલા ડાઘા ન કાઢવા; આવી બાબતો જોઈ તેને સમારવા સિવાય મને ગમતુંજ નહિ. મિસિસે તેને એક તરફથી ભાંગી ગએલું લાકડાનું ખોખું આપ્યુંહતું, તેને બરાબર સમારી પાટીઆં ગોઠવી; પુસ્તકોનો જમાવ કરી એક લાયબ્રેરી તૈયાર કરી હતી.

આ પ્રમાણે તે મિસિસને ઘેર કામ કરતો હતો પરંતુ તે હેમ્પટનને વિસરી ગયો નહિ. સને ૧૮૭૨માં તે હેમ્પટન જવાનીકળ્યો. આ પ્રસંગે તેની પાસે બીલકુલ પૈસા નહતા, વળી કપડાં પણ ઘણાં થોડાંજ હતાં, તો હેમ્પટન કેવી રીતે પહોંચવું તેની તેને સમજ ન પડી, અહીંથી હેમ્પટન ૫૦૦ માઈલ દૂર છે. તો શું કરવું ? કેટલી બધી અગવડો ? તો પણ તે જરાએ ના

ઉમેદ બન્યો નહિ. પણ મુસાફરી શરૂ કરી, કે
દિવસ વીત્યા પછી તે રિચમંડ નામના શહેર
આવીપહોચ્યો, અહીં કયાં ઉતારો કરવો તે મુસ્કેલ
થઇ પડયું. કંઇપણ સ્થળે ઉતારો નથી, પૈસા હોત
હોટેલમાં પણ તેમ થઈ શકત, પણ તે તો મુદલે ન
વળી ગુલામોને ઉતારો કોઇ આપતા પણ નહિ.
તેણે* રસ્તાની કોર પર પડાવ કર્યો બાદ મુસાફરી
કરી, દરમિયાન બહુ દુઃખ અને કષ્ટ વેઠયાં, એમ ક
તે હેમ્પટન આવી પહોંચ્યો, લાંબી મુસાફરી, ભૂ
તરસ દુઃખ અને કષ્ટો પડવાથી તેની શારીરીક પ્ર
અને સૌંદર્ય બદલાઇ ગયાં હતાં, તે પુરૂષ દેખાવા લા
આ કારણથી શિક્ષકે તેને નિશાળમાં દાખલ થવાની
કરી, આખરે તેને નિશાળ ઝાડવા અને સાફ રા
કામે રાખ્યો.

આ કામ તેણે કેવી રીતે કર્યું? તેનો હેવાલ

---

*આ વાતને પચીસ વર્ષ થયાં પછી રિચમંડના એક હો
વોશિન્ગટને ભાષણ આપ્યું. કે જયાં તે રસ્તાની કોરપરજ
હતો. આ પહેલાં કોઇપણ ગુલામને આ પ્રમાણે હોલ વાપ
આપતા નહિ. આમાં મોટા મોટા નરનારો કાયદા કાનુન યો
નાર એકત્ર થયા હતા.

પોતાનાજ શબ્દોમાં નીચે પ્રમાણે આપે છે,– નિશાળના ઓરડાને મેં ત્રણવાર ઝાડયો, તથા ચારવાર કપડાથી સાફ કર્યો. ઓરડાની ચારે બાજુ તરફની કાષ્ટકારીગરીથી કરેલી બેન્ચીસ, તથા ટેબલને મેં કપડાથી ચારવાર સાફ કર્યા, બધો સામાન ખસેડી ઓરડામાંની હરેક વસ્તુ, ખુણા તથા બારી બારણાં મેં બિલકુલ સ્વચ્છ કરી નાખ્યાં, હું એમ સમજતો હતો કે આ ઓરડાની સ્વચ્છતાથી મારા શિક્ષકના મનપર જે અસર થશે તે મારા ભવિષ્યના ભાવિપર આધાર રાખશે. આ શિક્ષક એક બાનું હતી, તેણીએ ઓરડામાં આવી બારી બારણાં તથા ભોંય તળીઉં બરાબર તપાસી જોયાં. પછી તેણીએ પોતાનો રૂમાલ કાઢી દિવાલના કાષ્ટ કામ તથા બેન્ચીસ અને ટેબલ ઉપરાંત બીજી બધી વસ્તુઓને ઘસી જોયો. જ્યારે તેણી કોઇપણ વસ્તુપર જરાપણ ધૂળ કે કચરૂ કાઢી શકી નહિ ત્યારે મારાં વખાણ કર્યાં, ને કહ્યું કે તું નિશાળમાં દાખલ થઇ શકશે. વળી વધારામાં કહેવા લાગી કે આવી ઘણીવાર મેં આ ઓરડામાં ઘણાઓની પરિક્ષા કરી છે, પરંતુ તારા જેવું સંતોષકારક કામ કોઇએ કદી કર્યું નથી. મિસિસ રફ્ફરનસ એ તેને આ સ્વચ્છતાના પાઠનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. કે જે વડે અહીં તે આવું ઉત્તમ કામ કરી શકયો, ને પ્રશંસા પણ પામી શકયો.

## અધ્યાય ૬ ઠો

## બુકર. ટી. વૉશિન્ગટન ( ચાલુ )

નિશાળનો ઓરડો તેણે એટલી સંપુર્ણતાએ સાફ કર્યો, કે તેને નિશાળના દ્વારપાળનું કામ સોંપવામાં આવ્યું; જે વડે તે પોતાના ખોરાકના પુરતા પૈસા કમાઇ શકયો, કામ ઘણું સખત હતું, ને ઘણી ઓરડીઓની તેને સંભાળ રાખવી પડતી, તેથી નિશાળ ખલાસ થયા બાદ ઘણા કલાકો સુધી કામ કરવું પડતું હતું વળી હરરોજ સવારે ચાર વાગે ઉઠી બધી સઘડીઓ સળગાવવી પડતી, ઉપરાંત પોતાના પાઠો ને નિશાળમાં ચાલતો અભ્યાસ પણ તૈયાર કરવો પડતો હતો. પરંતુ તે કોઇ ખાસ હેતુથી આ કાર્ય કરતો હતો જેથી તેમાં કદી નાઉમેદ થયોજ નહિ.

નિશાળ, કામ, મકાનો, અને તેની બધી બાબતોથી તેના દિલમાં ઉંડી અસર થતી હતી. પરંતુ આ સર્વ ઉપરાંત વધારે અસરકારક બોધ મળવાનું સબળ કારણ તો જનરલ આર્મસ્ટ્રોંગનું કર્ત્તવ્યપરાયણ જીવન અને તેનો સ્વભાવજ હતો. કારણકે જનરલની સારી અસર હંમેશાં લોકો ઉપર સ્પષ્ટ થતી હતી. અમૂક કાર્ય જનરલ કરી શકતા નથી એવું તો વિદ્યાર્થીઓ કલ્પી કે ધારી શકતાજ નહિ. જેથી જનરલ તરફથી જે કંઇ નાના હુકમો મળતા તે તેઓ

ઘણી ખુશીથી સ્વીકારતા હતા. કારણકે તે તેઓની આગળ પૂજનીય થઈ પડયો હતો.

આવી મુશ્કેલીમાં દિવસો વ્યતિત કરનાર કેવળ વૉશિન્ગટનજ ન હોતો તેના કરતાં પણ મોટી ઉંમરના, સ્ત્રીઓવાળા અને માબાપવાળા હતા, કે જેઓને તેઓના ભરણપોષણ અને વાસ્તવિક ખર્ચનો સઘળો ભાર વહન કરવો પડતો હતો. વળી બીજા એવા પણ હતા કે જેઓને ઉત્તર વિભાગના તેમના મિત્રો તરફથી જુની પેટીઓ તથા પહેરવાનાં કપડાંની મદદ મળતી હતી, તો બાકીના એવા પણ હતા કે જેઓને બધી બાબતે પોતાનો બધો બંદોબસ્ત કરી લેવો પડતો હતો. પરંતુ પાછળથી વૉશિંગટન તેઓ વિષે એમ લખે છે કે આ બધા વિદ્યાર્થીઓએ એજ ઠરાવ સિદ્ધ કર્યો હતો કે આપણે કેવળ આપણી ઉન્નતિનીજ દરકાર કરવી નહિ; પણ બીજા જેઓ આપણા લોકો સ્વરૂપે છે તેઓની પણ દરકાર કરવી આવશ્યક છે, મતકે કોઇ પોતાનુંજ હિત ઇચ્છતો નહિ.

એમજ હું પણ હતો, જેથી ઘણી મુશ્કેલીઓ સામે લડવું પડયું. પરંતુ તેથી નાઉમેદ થયોજ નથી. વળી એમ હું જયારે મારી જીંદગી તરફ વિચાર કરૂં છું તો મને માલમ પડે છે, કે જે કંઈ કામ મેં હાથમાં લીધુ હોય તે

પૂર્ણ કરવાને નિરાશ કદી નહિજ હતો. પણ તે પૂર્ણજ કરવું એવી આશામાં આગળજ વધતો જયારે પુષ્કળ માણસો પોતાના કામમાં નાઉમેદ થઇ ફાવી નહિ શકતાં એવું જયારે હું સાંભળતો ત્યારે મને ઘણું અધીરાપણું આવી જતું હતું; કે એઓ કેમ ફાવી ન શકયાં ?

મિ. વૉશિન્ગટન પુસ્તકો મારફતે જેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શકયો, તે કરતાં વધારે જ્ઞાન મનુષ્યોના કામ કરવા પરથી પ્રાપ્ત કરી શકયો. વળી મહેતાજીઓની નિઃસ્વાર્થ વૃત્તિઓથી તેના પર ઘણીજ અસર થઈ હતી, અને તેણે એ પણ જાણી લીધું કે જેઓ બીજાઓને મદદ રૂપ છે તેઓ વધારે સુખી થઇ શકે છે, બાયબલ પર તેને વિશેષ પ્યાર હતો, કેટલુંક કામ થઇ ના શકે તો પણ બાયબલનો અભ્યાસ નિરંતર કરતો હતો, તેથી તે તો પોતાની જીંદગીભરની પાકી આદત બનાવી લીધી હતી. વળી ભાષણો કેવી રીતે આપવાં તે પણ તે શીખ્યો હતો, તેના બોલવાની લાયકાત તો લોકો વખાણે, એમ તો નહિ; પણ દુનિયાના લોકોને કેવી રીતે સુધારા પર લાવી શકાય તે પર લોકોને અસરકતો થતો, વિદ્યાલયની વાદવિવાદ કરનાર સોસાયટીથી તેને તથા તેની કોમને સામાજીક ભાષણો કેવી રીતે આપવાં તે તો તે

વધારે મદદ કરતા થઈ, જેથી તે લાયકાત તેણે સારી રીતે ઘણી વધારી દીધી , અને ગુલામોને મદદ કરવાના કાર્યમાં બીજા ઘણાઓને સામેલ કર્યા. તેમાં તો સ્વચ્છતાની કિંમતને તો ઘણીજ વજનદાર ગણી. તેમાં એ પણ જાણ્યું કે કોઈપણ પ્રમાણિક કાર્ય કરવામાં કંઈ પણ શરમ છેજ નહિ.

સને ૧૮૭૫માં તેનું ગ્રેજ્યુએશન થયું બાદ પોતાના ગામમાં શિક્ષણ આપવાનું શરૂ કર્યું. ઘણા વિદ્યાર્થીઓ તેમાં ભાગ લેવા લાગ્યા, પરંતુ બધા દિવસે ભાગ લઇ શકતા નહિ, જેથી તેમના લાભાર્થે તેણે રાત્રિશાળા ઉઘાડી, ને વધારામાં એક વાદવિવાદ કરનારી સોસાયટી તથા પુસ્તકાલય સ્થાપન કર્યું. ખાનગી વખતમાં પણ તે લોકોને શિક્ષણ આપતો, વળી બે સાબ્બાથ શાળા પણ ચલાવતો હતે. આ સર્વ વધારાના કામને માટે તેને પગાર મળતો નહિ, પરંતુ એજ માટે તે એ કરતો હતો કે પોતાનું કામ વધારે ઉપયોગી થાય.

તેને પહેલામાં પહેલું અને સહુથી અગત્યનું જે કામ કરવાનું હતું તે એ કે પોતાની કોમને શિક્ષણ લેવાને આકર્ષવા અને સુધારવી. સાર્ધીઓ લાંબા વખતથી ગુલામ હતા, તે વખત દરમિયાન તેઓને ઘણી સખત

મજુરી કરવી પડતી હતી, હવે જ્યારે તેઓ સ્વતંત્ર થયા ત્યારે વિચાર કરવા લાગ્યા કે હવે તો કાંઈ પણ મજુરી કરવી પડશે નહિ; પરંતુ આરામમાં દિવસો જશે. ઘણા માણસોને આંક યા ગુણાકાર આવડયા પહેલાં મોટા વિષયો શીખવા પ્રયત્ન કરવા લાગ્યા. દરેક જણ એજ અભિપ્રાય રાખતો કે માસ્તર, ઉપદેશક, યા સરકારી અમલદાર બનવું, માત્ર થોડાજ એવા હતા કે સુથાર, લુહાર, ખેડુત કે કડીઆનુ કામ કરવા ચાહતા હતા. હવે તેઓ વધારે સુધારો કરવા અને આરામી જીંદગી ઉપર ઉપરથી કરવા લાગ્યા. કુટુંબોમાં કિંમતી પિયાનો અને વાજીંત્રો રાખવા લાગ્યા; પણ તેઓ તે વગાડી શકતા નહિ અને શીખવા પ્રયત્ન પણ કરતા નહિ; માત્ર ગૃહની શોભાજ વધારવા ઇચ્છતા હતા, આથી જીંદગીની જરૂરીઆતની ચીજો મેળવવા મુશ્કેલ થતું હતું અને એમ ગરજો આગળ અને આગળજ વધતી જતી હતી. તો પણ તે જરૂરીઆતો પુરી પાડવાને પોતાને લાયક બનાવતા નહિ હતા. ઘણાઓ પોતાની ઉન્નતિને માટે વિચાર પણ કરતા નહિ તો બીજાઓના વિષે તો કરેજ ક્યાંથી ?

આવા લોકોમાં થોડો વખત કામ કર્યા બાદ વૉશીન્ગટનને-હેમ્પટનમાં શિક્ષક તરીકે તથા અમેરિકન ઇન્ડીઅન

વિદ્યાર્થીઓની દેખરેખ રાખવાને નોતરવામાં આવ્યો. અહીં આ પહેલીજ વેળાએ તેઓને દાખલ કરવામાં આવ્યા હતા, આ તેના જુના સ્થળે બે વર્ષ રહીને કામ કર્યા બાદ તેને જનરલ આર્મસ્ટ્રૉંગે આલીબમા પરગણા ના ટસ્કીગી શહેરમાં પ્રિન્સિપાલ બનાવ્યો. ટસ્કીગીમાં આ નવીજ શાળા સ્થાપન કરવામાં આવી હતી.

અહીંથી એટલે સને ૧૮૮૧ થી તેની જીંદગીના કામની શરૂઆત થાય છે. તેણે હવે પોતાને ૩૪ વર્ષ ને માટે અર્પી દીધો, એટલે મરણ સુધી તે વિષે આવતા અધ્યાયમાં આપણે શીખીશું. તો આ અધ્યાયમાં તેના થોડા ગુણ શીખીશું.

આ માણસ કેવી ખુબીઓથી ભરેલો હતો કે જેથી કરી પોતાના લોકોનો મહાન આગેવાન કે સુધારક થઇ પડયો ? ખરે, તેના બાયબલના અભ્યાસ વિષે આપણે આગળ કહી ગયા છીએ, તેજ પ્રમાણે બીજી પણ અગત્યની વાત મળી આવે છે તે એ કે જયારે તે પોતાની નિશાળ કે લોકો સંબંધી કંઇ કામ કરતો યા તો ભાષણો આપતો ત્યારે હંમેશાં પ્રાર્થનાદ્વારા ઇશ્વરી મદદ માગતો, વળી તેનો થોડો સહવાસી એક લેખક તેના વિષે લખતાં એમ લખે છે કે વૉશિંગટન એક

ઊંચ વિચાર અને કૃત્યો કરનાર મહાન શખસ હતો. ખરે તે એક આદર્શરૂપ હતો, દરેક વસ્તુઓ કયાં અને કેવા પ્રકારે હોવી જોઇએ તે તે બરાબર જાણતો હતો; તથા તેજ પ્રમાણે બનાવવાને કોશીષ કરતો હતો, તે કેવળ સુસ્ત બેસી રહી સ્વપ્નોજ જોતો હોય એમ બીલકુલ નહિ હતું. પણ ઉદ્યોગથી અને પોતાના અનુભવથી જે કંઇ કરતો તે પ્રશંસનીય ને હિતકર થઈ પડતું હતું. વિદ્યા એ દરરોજની જીંદગીમાં ઘણીજ ઉપયોગી છે તે તે બરાબર જાણતો અને તેના પર ભરોસો પણ કરતો હતો. ઊપરાંત સુધારાનું કાર્ય આગળ ચલાવવા માટે જમીન ખરીદવી, મકાનો બાંધવાં, ધંધા રોજગારનાં ખાતાં ઉઘાડવાં તે તેનુ આવશ્યક કૃત્ય છે એમ તે માનતો હતો.

બુલડૉગ કુતરાની માફક, જયારે તે કંઈ કામ હાથમાં લેતો તો તેને સંપૂર્ણ રીતે પાર પાડયા સિવાય છોડતોજ નહિ, ના ઉમેદીને તાબે તો તે કદી થતોજ નહિ; પરંતુ તે તેની સાથે વધારે ખંતીલો થતો, આવી તેની સખત કામ કરવાની તાકાતથી તેના મિત્રોને અજાયબી લાગતી હતી, એમ પોતાના લોકોના હિતના કા-

તેણે પોતાને સોંપી દઇ ખર્ચી નાખ્યો હતો, તો
ાની પોતાની કામ કરવાની લાયકાત વિષે કદી પણ
ડ કરતો નહિ. કેમકે તેનાં આદર્શનીય લક્ષણોએ તેને
'સા કરવા કદી પણ વખત આપ્યોજ નહોતો.
ોતાની સ્વતંત્રતા જાળવવા તથા બીજાના ઉપકાર
ા રહેવા તે ઘણો મગરૂર હતો.

# અધ્યાય ૭મો.

## ટસ્કીગી.

પણ બુકર ટી. વૉશિન્ગટન હંમેશાં જય પામતો ન હતો એ આપણે ભૂલી ન જવું જોઇએ. આ છેલ્લા બે અધ્યાયથી સ્પષ્ટ જાહેર થાય છે કે તેનાથી વેઠી શકાય અને બરાબર ભાગે આવી શકે તે કરતાં પણ વધાર અડચણો તેને આવતી હતી આથી આપણને માલુમ પડશે કે ટસ્કીગી વિદ્યાલયને સ્થાપવું એ શરૂઆતમાં ઘણુંજ મુશ્કેલ ભર્યું કાર્ય હશે.

જયારે વૉશિન્ગટન ટસ્કેગીમાં નિશાળ સ્થાપવા ગયો ત્યારે ટસ્કેગીમાં ગોરા અને કાળા ઉભય પક્ષના લોકો હતા. જેથી આ નવું કામ ઉઘાડવાને તે બહુજ ઉત્સાહી હતો પરંતુ પોતાને પગે ઉભા રહી શકાય તે માટે કેવળ જુજ સાધનો હતા. નિશાળને માટે વર્ષનું છ હજાર રૂા. ગ્રાન્ટ મળતું, પણ તે કેવળ શિક્ષકોના પગાર પુરતું હતું તો મકાનો, જમીન અને બીજુ સર્વ ખર્ચ કયાંથી મેળવવાં? એ સર્વ જુગ્માનું કાર્ય આ નવા પ્રિન્સિપાલનુંજ હતું. તે માટે કેવળ તેનેજ ચિંતા તથા જવાબદારી હતાં, હવે તેણે પ્રથમમાં પ્રથમ ટસ્કેગીમાં જે જગા મેળવી તે તો આક જીર્ણ થએલું ભાંગી ગએલું ઝુપડું હતું. વરસાદના વખતમાં તે

ઘણું ગળતુ હતું જેથી તેવે ટાણે મી. વોશિન્ગટન પર એક વિદ્યાર્થી છત્રી ધરી રાખતો. આતો ઇ. સ. ૧૮૮૧ જુલાઇ તા. ૪ થી એ નિશાળની શરૂઆત કરી તેમાં શરૂઆત માં એક શિક્ષક તથા ત્રીસ નિશાળીઆઓ દાખલ થયા આ વિદ્યાર્થીઓમાંનો મોટો ભાગ ભારે નામોવાળા વિષયો શીખવા ચાહતા હતા, તે વિષે મી. વોશીન્ગટન પોતે એમ કહે છે કે, આ નિશાળ ઊઘાડતાંપહેલાં મારો એક માસની મુસાફરી દરમિયાન જે ખેદકારક વાત મેં જોઇ તે એ કે, એક જુવાન છોકરો કે જે એક હાઇસ્કૂલમાં શિક્ષણ પામ્યો હતો, તે એક બાગમાં બેસીને ફ્રેન્ચ ભાષાના વ્યાકરણનો અભ્યાસ કરતો હતો, તેના પહેરેલાં વસ્ત્રોએ ચીસ લાગેલુ હતું. જેથી તેની આજુ બાજુ ઘણું કચરૂ લાગેલું હતું ઉપરાંત બગીચામાં પણ ઘણુનિંદણ થએલું હતું આ નિશાળીઆનો એવો મત હતો કે સાધારણ વિષયો શીખવા અને પોતાના હાથો વડે કંઇ કામ કરવું એ પોતાના દરજ્જાને લાન્છનરૂપ છે. જેથી ઘણાઓ એવી માગણી કરતા કે તેઓને હાથના કામથી મુક્ત કરવામાં આવે, યા માફી આપવામાં આવે, એમ ઘણાં મા બાપો પણ તે માટે માફી માગતાં, અને ઘણાઓ એમ ધારતા કે જો ટસ્કેગીમાં રહીશું તો કામ કરવું પડશે માટે ત્યાંથી તેઓ ચાલ્યા ગયા.

આ કાળમાં સિધીઓનો મોટો ભાગ ઉપદેશકો અથવા સરકારી અમલદારોનાં કામ કરતો હતો. તેથી તેઓ મી. વૉશિંગ્ટનને પારખી શક્યા નહિ કારણ કે તે તે બેમાંનો એકપે નહતો. ઉપરાંત તે પોતાની નિશાળમાં ઇશ્વરવિદ્યા શિખવતો નહિ અને ઉપદેશકો પણ તૈયાર કરતો નહતો, જેથી તેઓ તેની નિશાળને દેવરહિત કહી ઘણી વખત તેની વિરૂદ્ધ થતા હતા.

પોતાનાં તથા બહારનાં બંને તરફથી તેને ઘણી વિરૂદ્ધતા વેઠવી પડતી હતી, તો પણ તેને કોઇપણ તરફનું કોઇપણ તરફનું ખલેલ પહોંચ્યું નહિ. કારણ કે માણસોને કઇ બાબતની આવશ્યકતા છે તે તે બરાબર જાણતો હતો, જ્યારે તે ટસ્કેગીમાં દાખલ થયો, ત્યારે પ્રથમ તે એજ શીખ્યો હતો કે લોકોને કઇ બાબતની જરૂર હતી. અને એમ કરવાથી તેના મરણ પહેલાં ગુલામો સમજી ગયા હતા કે વૉશિંગ્ટન જે પ્રકારની કેળવણી આપે છે તે આપવા માટે ઘણી બંધબેસ્તી તથા ઉત્તમ છે. તો પણ ઘણાઓને આ સમજ ઘણા લાંબા સમય પછી સ્ફુરી આવી. શિખવતી કોઇપણ બાબતની તકરાર કે વાંધામાં તે જીત પામતો કારણકે વાદવિવાદ નહિ કરતાં અને પોતાનું મહોં બંધ રાખતાં હમેશાં

જે સાફ તેજ તે કરતો હતો. ને એમ આગળ અને આગળ જીત પર જીત પામ્યાજ કરતો હતો.

જે મુલકમાં વૉશિન્ગટનની નિશાળ આવી હતી તેતો ખેતીકાર લોકોથી ભરપૂર હતો જેથી તેનું મન ખેતીવાડી ખાતું ખોલવાનો ઇરાદો થયો માટે કરી કેટલીક જમીન મેળવવાની અગત્ય જણાઈ, એ દરમીઆન એક ખેતરનું વેચાણ થવાનું છે એ તેને માલુમ પડયું જેથી તે ખરીદવાને વાસ્તે જોઇતા પૈસા ઉધાર લીધા, ને ખેતરને ખરીદ કર્યું. જે ઝુંપડું પ્રથમ તેણે ખરીદ કર્યું હતું તે તો ઘણુંજ જુનું અને જીર્ણ હતું; ને તેમાં એક ખાવાની ઓરડી, રાંધણીઊં, તબેલો, તથા મરઘાં, બતકે રાખવાની નાની કોટડી આવેલાં હતાં. જોકે આ ઝુંપડું પુરતું સગવડ ભરેલું તો નહોતુજ પણ બીજું નહિ હોવાના કરતાં તે તો તેને મન પ્રીય હતું, ને તેવડે સઘળું કામ ચલાવી લેવું પડતું હતું. હવે જે ખેતર તેણે ખરીદયું હતું તે બરાબર સાફસુફ કરવાનો આરંભ થયો, પણ નિશાળીઆઓને આ કામ કરવું માન ભરેલું ન લાગ્યું. તેઓએ સ્વપ્ને પણ વિચાર કર્યો નહિ હતો કે નિશાળમાં દાખલ થતાં લાકડાં ચીરવાં, ઝાડનાં થડ ખોદવાં, અને સાફસુફ કરવું પડશે મી. વૉશિંન્ગટન તેમની સાથે રહી પોતાના હિસ્સાનું કામ બજાવતો. અને વિદ્યારથીઓના

હિસ્સાનું કામ ન કરવા ખાતર તેમને શરમાવતો ખેતરમાં જે બીજ ઓરવામાં આવે છે, તે બીજને ખેતરની જમીન બીજને લાયક કરવામાં તેમના નો આધાર રહેલો છે, એ અને એવાં બીજાં અગત્યનાં અને જીંદગીમાં કામ આવે તેવાં કામ વોશિંગટન તેઓને શિખવતો હતો. જે જે સ જેવાં કામો છે તે તે અસાધારણ રીતે કરવાં એ બ તેઓને અંહી આપવામાં આવતું હતું. અને તે વિચાર વંત વિદ્યાર્થીઓ બરાબર સમજતા હતા.

હવે જે પૈસા ખેતરની ખરીદી માટે તેણે લીધા હતા તે તો તેને બોજરૂપ થઇ પડયા. એમ ધારતો કે જેમ બને તેમ તે પૈસા જલદીથી કરવા પણ તેમ કરવામાં તેને ઘણી મુશ્કેલીઓ પડી, તો પણ આખરે વિજય પામ્યો. એ કર તેને જણાઇ આવ્યું કે નિશાળ અને તેને લગતું બ ચલાવવું એ કાંઇ નાનુંસુનું કામ નથી પણ તેતો ખર્ચનું અને અગવડોથી ભરપૂર કામ છે, જે વખ પૈસા ઉધાર લીધા હતા તે વેળા ૭૦ વર્ષની એક વૃદ્ધ ડોશી તેની પાસે આવી અને કહેવા લા " મી. વૉશિન્ગટન ઇશ્વર જાણે છે કે મેં મારી

જીંદગી ગુલામીમાંજ ગાળી છે, તેથી હું અજ્ઞાન અને ગરીબહું ને કંઈ શુભ કામ કરવાને અશક્ત છું. પણ તમે તથા મિસડેવીસ જે કામ ચલાવો છો તે હું જાણું છુ તમે આ કાળાં રંગનાં સ્ત્રી પુરૂષોને ઉત્તમ અને ઉન્નત બનાવવા જે કોશીષ કરો છો તેતો અતિ પ્રમાણિક કૃત્ય છે. મારી પાસે કંઇ પૈસા નથી, પણ આ જે છ ઇંડાં મેં સંભારી રાખ્યાં છે તે તમે લ્યો, અને છોકરા છોકરીઓના ખર્ચમાં વાપરો; એવી મારી ઇચ્છા છે." ખરે, ટસ્કેગીને સારૂ આ દાન ઘણું ઉપયોગી થઇ પડયું.

આ પછી એક અગત્યનું કામ એ હતું કે એક બોર્ડિન્ગ ઉઘાડવી, જો કે આ નાની નિશાળમાં ઘણું ખર્ચ થતું હતું, પરંતુ જેમ તેની જરૂરીઆત પુરી પડતી હતી તેમ બોર્ડિંન્ગની જરૂરીઆતો પણ પુરી પડી. એક પછી એક મકાનો બંધાવા લાગ્યાં, એમ કુલે ૧૧ મકાનો બંધાઇ ચુકયાં. તેમાંનાં ત્રણ કે ચાર સિવાય બીજાં બધાં વિદ્યાર્થીઓનીજ મહેનત વડે બાંધવામાં આવ્યાં જેથી ટસ્કીગીમાં આ બીના ઘણીજ પ્રસંશા પાત્ર થઈ પડી. દરેક વિદ્યાર્થીઓને ઘણું અગત્યનું અને વ્યવહારિક શિક્ષણ જેવું કે સુથાર, લુહાર, કડીઆ, ઇંટો બનાવવાનું, સીવવાનું, અને હુન્નર ઉદ્યોગ વગેરે શીખવવામાં આવતું

હતું, ખરે આ કામની કિંમત પણ તેઓએ જાણી, અને જેમ મગજને કેળવવાની જરૂર છે તેમ હાથોને પણ કેળવવાની જરૂર છે એ તેઓને આવશ્યક લાગ્યું.

ઘણા ખરા વિદ્યાર્થીઓ પોતાના શિક્ષણનું કંઇક ખર્ચ પણ કમાવા લાગ્યા, વળી બીજા જેઓ એટલા ગરીબ પણ હતા કે નિશાળમાં થોડો વખત શિક્ષણ પામવાને પણ તેઓથી કંઇ બનતું નહિ. જેથી આખો દિવસ કામ કરતા હતા. તેઓને વાસ્તે મિ. વોશિંગટને એક રાત્રિશાળા ઉઘાડી જેથી તેઓ શિક્ષણને સારૂ એટલા ઉમંગી થયા કે આખા દિવસનાં સખત કામ કરવા છતાં પણ ઉત્કંઠીત તથા પ્રફુલ્લ બનતા, આ રાત્રિ શાળામાં શરૂઆતે બાર વિદ્યાર્થીઓ દાખલ થયા, પરંતુ સોળ વર્ષ દરમિયાન તેમાં ૪૫૦ સુધીનો વધારો થયો. અને હાલમાં તો તેની સંખ્યા ઘણીજ વધી ગઈ છે. હવે ટસ્કીગીએ ગુલામોને એ ખબર પાડી દીધી છે કે પોતાને અજ્ઞાન રહેવામાં કંઇ પણ પ્રયોજન કે બહાનું નથી.

આ વિદ્યાલયના સંબંધમાં ઈતિહાસમાં એવાત સ્પષ્ટ છે, કે જે કોઇ તેમાં શિક્ષણ પામવા આવતા તેઓ કંઈપણ સ્વાર્થ રાખતાજ નહિ, મી. વૉશિંગટનને એ વાત ઠીક લાગતી અને તે અમલમાં પણ મુકતો. કે જ્ઞાન જેવું

જરૂરી અને ગમતું વાનું પામ્યા બાદ જેમ બને તેમ જલદીથી બીજા ગરજવંતોને તે આપવું કે પહોંચાડવું જોઇએ. જે મનુષ્યો જ્ઞાન રૂપી ઝાડ પર ચઢયા બાદ પોતાથી પછાત કોમને ત નિસરણી પર ચઢાવી દેતા તઓને માટે તે ઘણોજ અધીશ બની જતો હતો. આથી તે અને તેના શિક્ષકો ચારો તરફ વસતા ખેડુતો પાસે જઈને તે સંબંધી વાતચીત કરતા અને સુચવતા કે નિ-શાળાને લગતાં આવેલાં ખેતરોમાં તમે આવો અને જે ખેતીને લગતી સારી રીતિઓ છે ત જુઓ. આને માટે એક મંડળ સ્થાપ્યું, અને વળી દુઃખમાં પડેલાં કુટુંબને સારી માવજત કરવા માટે, મદદ કરવા માટે મિસિસ વૉશિન્ગટને માતાઓનું એક મહિલા મંડળ સ્થાપ્યું. જેને માટે એક નમુનેદાર સ્વદેશી નિશાળ ખોલવામાં આવી, આથી ટસ્કીગીની વાહવાહ ઘણે દુર સુધી ફેલાઈ ગઈ. પ્રાંતમાં, સંસ્થાનોમાં, દેશમાં, અને દેશની બધી કોમોમાં ટસ્કીગીની નિશાળ અને બૉર્ડિંગ નામીચી ગણાય. એવા કોઇ ભાગ્યેજ સીધી માણસો હશે કે જેઓને આ વિદ્યા-લય યા તેના સ્થાપકની કોઇપણ પ્રકારની ઐહિક મદદ મળી નહિ હોય, આ સઘળી ઇચ્છવા જોગ કૃતિ પર મુ-લકોમાં પ્રશંસાપાત્ર થઇ પડી. તમે જેઓ આ બીનાઓ

વાંચ્યાછે તેઓમાંથી પણ થોડા બુકર ટી. વૉશિંગટનના સરખા પોતાના લોકોને મદદ કરવા નિકળી ન આવો એવું કંઇપણ કારણ નથી.

---

## અધ્યાય ૮ મો.

## બુકર ટી. વૉશિન્ગટનનાં બીજાં કેટલાંક કામ.

ડૉ. વૉશિન્ગટનને ઘણું મહાભારે કાર્ય ઉઠાવવાનું હતું જેથી કરી નિરંતર તે વિધવિધ ઉદ્યોગમાંજ મચ્યા રહેતો. અને જે કંઇ કામ હાથમાં લેતો તે સર્વ વિષે એજ વિચાર રાખતો કે તે બધું સર્વ બાબતે ઉન્નત કરવુંજ જોઇએ. ને ઉ-તેજન પણ આપતો હતો. તેમાં જરા પણ પોતાનું હિત શોધતોજ નહિ પણ પોતાના મુલકના લોકોનું અને તામાના લોકોનું ઉપરાંત બીજા અન્ય ઘણા જણનું અને તે કેવળ નિમેલા વખત દરમિયાનજ નહિ. પોતાની નિશાળના છોકરાઓને કેવળનીશાળનાનિમેલાવખતદરમિયાન શિક્ષણ આપવું સંભાળ લેવી, કે નીતિના રસ્તે દોરવા એ-ટલે પોતાની ફરજ પુરી થઇ છે, એમ તે સમજતો નહિ-જ પણ તેઓ દરેક સારી રીતે ઉન્નતિ પામી કોઈ પણ એક ધંધામાં બરાબર સદઢ ન થાય ત્યાં સુધી મારે શીર

તેની જવાબદારી રહેલીછે એમ તે શખ્સ સમજતો હતો. જેથી સ્ત્રી પુરૂષોને ઘર કાર્યમાં અને વ્યવહારાદિમાં ઉન્નત અને કુશળ બનાવવા સારૂ નવી યોજનાઓ અને નવાં મંડળો સ્થાપ્યાજ કરતો હતો.

સને ૧૮૮૪માં તેણે શિક્ષકોને માટે શિક્ષણખાતુ ઉઘાડયું, જેમાં ઉનાળાની રજામાં ક્રમવાર ટુંક પણ અગત્યનું શિક્ષણ આપવામાં આવતું હતું ઉપરાંત કૉન્ફરન્સો અને પ્રદર્શનો ઘણી જગામાં ભરવામાં આવતાં એ માટે કે ટસ્કીગીની કોઇપણ પ્રકારે આબાદી થયા કરે. તેથી ફરી તે ખરેખર સફળતા પામતોજ ગયો.

ગુલામોનું ભલું થાય તે માટે ઘણા ફાયદાકાર ઉપાયો અને વિષયોપર બહુ અગત્યના વાદવિવાદ કરવાને મજકુર કૉન્ફરન્સોમાં અને પ્રદર્શનોમાં તેમનાં મા બાપ બહુ સારો ભાગ લે છે, અને એમ બીજાના હિતાર્થ પણ તેઓ ઘણું કામ રાજી ખુશીથી કરે છે.

સને ૧૮૯૨માં નિશાળના વિદ્યાર્થીઓ માટે એક અતિ ઉપયોગી એવું એક દવાખાનું સ્થાપવામાં આવ્યું કે જેમાં બીજા પણ ઘણી ખુસીથી ભાગ લઇ શકે. હાલમાં મજકુર દવાખાનું એક મોટા ઘરમાં છે કે જેની કિંમત દોઢ લાખ રૂપીઆની છે.

અને ૧૮૯૩માં દેશના લાભાર્થે ઉપદેશક વર્ગને માટે એક રાત્રિશાળા ઉઘાડી. અને ત્યારપછી બીજે વર્ષે મિસિસ વૉશિન્ગટને માતાઓની સભા ભરવાનું કામ શરૂ કર્યું. તેમજ તેને બીજે વર્ષે એક મકાન તથા પૈસા ધીરનાર ખાતું સ્થાપ્યું, વળી જેઓને દિવસે કામ હોવાથી નિશાળે આવી શકતા નહિ એવાઓના શિક્ષણાર્થે એક રાત્રિશાળા પણ ખોલવામાં આવી. કે તેમાં તેઓ શિક્ષણ લઇ શકે. આ નિશાળના વધારા માટે એક લાયબ્રેરી પણ ખોલવામાંઆવી. તે દરમિયાન મિ. વોશિન્ગટને ખેડુતો માટે ખેતીવાડી ખાતુ ઉઘાડયુ કે જેમાં આસપાસના ઘણા ખેડુતો અહીં આવી ખેતીને લગતુ શિક્ષણ પામી શકે. આ ખાતાની સાથે સરકાર પણ સંબંધ રાખે છે. અને તેના સુધારા માટે યોગ્ય ઉપાયો લઇ કામ કરે છે. એ કામના સુધારા વધારા માટે તેમના મુખ્ય મથક ટસ્કીગી શહેરમાં થી અનેક ઉપયોગી, ખેડુતોને માટે ન્યુસપેપર બહાર પાડવામાં આવે છે. વળી ખેડુતોને એકત્ર કરી સારો પાક પકવવા, સારાં જાનવરો ઉછેરવા યોગ્ય શિક્ષણ મળે તેમાટે એક હજાર કરતાં વધારે એકર જમીન રાખલી છે, જેમાં ટુંક મુદતમાં ખેતીને લગતું ઉપયોગી શિક્ષણ આપવામાં આવે છે જેને ખેતીના કામમાં વૃદ્ધિ પામતું વિદ્યાલય એ નામ આપવામાં આવેલું છે.

સને ૧૮૯૮માં તે દેશને લગતો એક સારો મેળો ભરવામાં આવ્યો. કે જે દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનોમાં ઉત્તમ રીતે વૃદ્ધિ પામેલો છે.

સને ૧૯૦૦ માં ધંધાદારી ગુલામોની એક લીગ બાંધવામાં આવી કે જેમાં વોશિન્ગટનનો એ ઇરાદો હતો કે, ધંધાદારી ગુલામો ભેગા થઇ પરસ્પરના ચાલતા રોજગાર સંબંધી સારી જાણ મેળવે. ને એમ કરવાથી તેઓને તે કામમાં સફળતા અને ઉત્તેજન મળે. એ માટે કે તેઓ પોતાની ઊન્નતિ કરીને પોતનાજ પગોપર ઉભા રહી સ્વાશ્રયી થઇ શકે એમ જુદીજુદી સંસ્થાઓ ગુલામોના સુધારા માટે આગળ વધી જોર દેતાં હતી, પરંતુ વૉશિન્ગટનતો તેઓના કરતાં વધારે બળ કરતો, ને નિત્ય તેઓની ફરજો બજાવવા ચુકતો નહિ. આ સ્થાપન થએલી લીગે ગુલામોને સાફ બતાવી આપ્યું. કે " જે કંઇ હકકો તેઓને મળેલા છે, તે માત્ર ફરજો અદા કરવાથીજ મળેલા છે. " એક વખતે આ વિષય પર વાદવિવાદ થયો, જેમાં વોશિન્ગટન પ્રમુખ નિમાયો હતો. ને ૭૦૦ માણસોએ તેમાં ભાગ લેવા પધારેલા હતા. જેમાં વોશિન્ગટને એ પ્રમાણે સૂચના કરી કે જો હાલમાં આ બધા ગરીબ કાળા, ગોરા, વગેરે અંધકારમય કાર્ય કરનાર અને તિરસ્કાર મય હશો, તોપણ તમારે યાદ રાખવું કે હાલમાં

આ તમારે માટે સારો પ્રસંગ છે. અને તેમાં તમે જેટલી તકલીફોપર જીત પામશો, તેટલી વધારે અને સારી જીત પામશો, અને તકલીફોમાંજ તમારી ઉન્નતિ સમાએલી છે. જ્ઞાનનો થોડો યા બીલકુલ ઉપયોગ કરવો કે ના કરવો તે માણસને માટે નજીવા જેવું છે, પરંતુ જ્ઞાનનો થોડા અંસ જેટલો ઉપયોગ કરવો, એથી કરી એક ટનની ગરજ સારે છે, તો ધંધારોજગારમાં જ્ઞાનનો અને શ્રમનો જેટલો વ્યય કરવો પડે તેટલોજ વધારે ફળીભુત નિવડવાનો આધાર રહે છે. માટે કોઈ પણ ધંધા રોજગારમાં ફળીભૂત થવાને જે કંઇ કિંમત યા વખત આપવો પડે તેથી લેશમાત્ર પણ બીવું નહિ. તે કિંમત, મહેનત અને ઉજાગરાની રાતો, જયારે બીજાઓ આરામ ભોગવે છે ત્યારે જાગવું શ્રમ લેવો, યોજનાઓ ઘડવી, આવતી કાલને માટે આજે અને આવતા વર્ષને માટે આ વર્ષે વિચાર કરવા, એતો ઊન્નતિનું પ્રમાણ છે. " શું બીજો માણસ મુશ્કેલીઓ વેઠે, કિંમત આપે, અને શ્રમ સહે, ને બીજો તેનુ ફળ લણે. યા તેના થતા ફાયદાઓથી ખુશી બને, " તે માટે તેણે લાયબેરીયા તથા હાઈ ટીગુલામોનાં પ્રજાસતાક સંસ્થાનો તરફ લોકોનાં મન ખેચ્યાં આ સ્થળેજ લોકો પોતાની જરૂરીયાતનું જ્ઞાન સંપાદન કરે તે માટે તેઓને જોઇતી તાલીમ આપવ.માં આવતી

હતી. પરંતુ પરિણામ એ આવ્યું કે વેપારની નાની સરખી વસ્તુઓપર પણ તેઓ બીજી કોમોપર આધાર રાખવા લાગ્યા. જો કે બીજા કરતાં તેમને માટે કુદરતી સાધનો પુષ્કળ હતાં તો પણ નાણાં સંબંધી પણ બીજી કોમોપર આધાર રાખતા હતા આથી એમ જણાય આવ્યું કે ચોપડીના જ્ઞાન ઉપરાંત તેઓને હસ્તકળાનું શિક્ષણ જરૂરતનું છે. આ છેલ્લી લીગ વખતે હાજર થએલામાં એક જણ એવો હતો કે જે શરૂઆતમાં ડૉ. વૉશિન્ગટનની કોમને ઉન્નતિએ લાવવાની બાબતમાં અને રિતરિવાજોમાં વિરૂદ્ધ હતો. પરંતુ આ વખતે તેણે અંતઃકરણ ખોલીને કહ્યું કે ખરેખર ડૉ વૉશિન્ગટનને જે કંઇ કર્યું છે અને કરે છે તે ઘણું પ્રશંસનીય છે. ગુલામોની ધંધારોજગારની લીગ પ્રસંગે વેપારના સાહસ પ્રત્યે ઘણી અજાયબ અને ફાયદાકર વાતોનું વર્ણન કરવામાં આવ્યું, હવે ઘણી જાતનાં કામોનો વધારો થએલો હતો, જ્યારે ગુલામોને ગુલામીમાંથી પ્રથમ મુક્ત કરવામાં આવ્યા હતા ત્યારે તેઓ બિલકુલ પૈસા વગરના હતા. પણ હાલતો તેઓમાંના ઘણા શખ્સો ધનવાન ગૃહસ્થ થએલા જોવામાં આવે છે. ઉપરાંત માનવંત શાહુકારો લેખાય છે. આ લીગથી હાલમાં બીજી લગભગ અડધો ડઝન સંસ્થા ઉભી થઇ છે આવી લીગો સ્થાપવા તથા

ચલાવવા ડૉ. વૉશિન્ગટન સંપૂર્ણ લાયકાત ધરાવતો હતો. ધંધામાં તેણે ટસ્કીગીને વાસ્તે લાખો રૂપીઆ કમાયા હતા. ને એ પ્રમાણે તેણે પોતાની લાયકાત દેખાડી આપી.

સને ૧૯૦૪માં તેણે ગ્રામ્ય શાળાઓ તથા કેદખાના ની હાલત સુધારવાનું કામ હાથમાં લીધું. ૧૯૦૫ માં ખેતી સંબંધીનું અઠવાડીક પત્ર, ફરતી લાયબ્રેરી, તથા ઉપાધ્યાયનું ખાતુ ચાલું કર્યું. ૧૯૦૬ માં જેસુપ ખેતગાડી ચલાવી, તેને ચલાવવા સારૂ જેસુપ નામના માણસે નાણાં આપ્યાં હતાં. જેથી તેનું નામ જેસુપ ગાડી રાખવામાં આવ્યું, મજકુર ગાડીનું વર્ણન આ પ્રમાણે છેઃ આ ગાડીને સારૂ ખવડાવી પીવડાવી મોટું કરેલું ખચ્ચર જોડવામાં આવતું ગાડી પાછળ એક જબરજસ્ત ગાય બાંધવામાં આવતી. વળી ઘણા માતેલાં મરઘાં, અનાજનાં કણુસલાં, બીયાવાંની ઘાંસડીઓ, તથા બાગમાંથી સારી રીતે ઉત્પન્ન કરવામાં આવેલી વસ્તુઓ મુંકી ફેરવવામાં આવતી હતી. ગાડી હાંકનાર ખેડુતોના ઘરો પાસે જઇ બોધ આપતો. સાથેની વસ્તુઓ દેખાડતો, અને તેઓના ખેતરોની માગણી કરતો, જો તેઓ માગણી મંજુર કરે તો પેલા ખચ્ચરને હળ જોડી ઉંડા ચાસે જમીન ખેડતો, બીયાવાં ઓરતે; ને ત્યારબાદ ત્યાંથી બીજે ઠામ જતો. આ પ્રમાણે વાવણી તથા કાપણી વેળાએ તે એક ઠામથી

બીજે કામ કરતો ને સારી યોજનાઓ કરતો; ઘણાંએ સારી મદદ કરતો, આ પ્રમાણે ઘણા માણસો કામ કરતા તેઓ બધા ખાસ કેળવેલા, જાનવર ઉછેરી જાણનારા હતા, એટલે એક સારો ખેડુત, બીજો સારો માળી, ત્રીજો ઉ-છેરનારો, ને ચોથો મકાનો સારી રીતે [illegible]નાર વગેરે હતા મ્હોંની મીઠાસ અને વક્તૃત્વ શક્તિથીજ તેઓ ઘણા લોકોને આકર્ષતા હતા.

સને ૧૯૧૦માં તો વૉશિન્ગટને પોતે કેટલાંક સારાં અને ઉપયોગી લેક્ચરોના પ્રોગ્રામ સાથે મુસાફરી કરી. આથી તે દક્ષિણ અમેરિકાના સંસ્થાનોના ઘણા દેશો જોઇ શક્યો અને અગાઉ જેઓના સંબંધમાં આવવું ઘણુ દુર્લભ હતુ, તે પણ આથી કરી દૂર થયું, તે ઘણાઓના સંબંધમાં આવ્યો. સને ૧૯૧૪ માં તેના ખે-તીવાડીના વિદ્યાલયના લાભાર્થે એક મંડળી સ્થાપન કરી.

જો વૉશિન્ગટન ગૌસાલાર હોત, તેને મહાન મિત્રો હોત અથવા તો ઉન્નત કોમનો હોત તો માણસ ની જીંદગીનુ ખાસ કામ શું છે તે બરાબર જાણત નહિ અને કદાપિ જાણત તો શરૂઆત નહિ પણ આ તેની ગુલામ સ્થિતિમાંથી આટલી મહાન ઉન્નતિ અને તેણે બીજાઓને ઉન્નત બનાવ્યા એ જયારે જાણીએ છીએ

ત્યારે કેટલી અજાયબ લાગણી થાયછે. ? ૩૦૦ વર્ષ સુધી તેની કોમ ગુલામ હતી. વળી તેને મહાન વિદ્વાન મિત્રો નહિ હતા, જેથી વિદ્યાને માટે તેને ઘણુ સાહસ કરવું પડયું. અને ઉન્નતી કરવા ખાતર સંકટ પર સંકટ, દુઃખ પર દુઃખ વેઠવા શક્તિમાન બન્યો, અને જ્યારે તે સુધારાના દ્વાર પર આવ્યો, ત્યારે બીજાઓને માટે પણ શ્રમ પર શ્રમ સહન જ કર્તો ફર્યો. તે એકલોજ વધતો ગયો નહિ, પણ બીજાઓને વધારતો ગયો. ખરે પોતાની કોમનેપણ આગળ ચલાવતો ચાલ્યો. પચાસ વર્ષની અંદર જેટલો સુધારો તેની કોમમાં થયો હતો તેટલો સુધારો બીજી કોઈપણ કોમનો એટલી મુદતમાં થયોજ નથી. એ ઈતિહાસ સાક્ષી આપેછે. આ તેમના સુધારાનું મૂળ કારણ તો એજ હતુ કે તેમના ગુલામ છોકરાએ જ્ઞાન મેળવવાને દૃઢ નિશ્ચય કર્યો હતો. અને તે મેળવ્યા બાદ પોતાની બનતી મહેનતે પોતાથી બને તેટલા બધાઓને તેનો લાભ આપવા લાગ્યો, પરંતુ અજાણમાં જન્મેલા એક નાના બાળક વગર હુ બીજા કોઇને ઓળખતો નથી એ વાત જો હિંદુસ્તાનનાં છોકરાં પોતાના હિતાર્થે ગ્રહણ કરેતો ડો. વોશિન્ગટન કરતાં તે અતિ મોટો છે આ વિષેનું વર્ણન આવતા અધ્યાયમાં આપવામાં આવશે.

---

## અધ્યાય ૯ મો.

### કેટલીએક અગત્યની બીનાઓ કે જે હેમ્પટન અને ટસ્કીગી આપણને શિખવે છે.

ઉપરોક્ત સઘળી વાતચિત પરથી તમને નિઃસંશય માલમ પડયું જ હશે, કે હેમ્પટન અને ટસ્કીગી ગુલામો ના સુધારાનાં પ્રથમ દ્વાર છે. જેમ અમેરિકામાં આ છે, તેમ હિંદુસ્તાનમાં મિશનેરી નિશાળો અને તેમાં થતું કામ પણ તેજ પ્રમાણનું છે. જનરલ આર્મસ્ટ્રૉંગ અને ડૉ. વૉશિન્ગટનનાં કામ આપણા કામ સાથે એટલાં બધાં બંધ બેસતાં છે કે ભાગ્યેજ તેઓમાંથી આપણને કંઇક શીખવાનું ના મળે. તો આ છેલ્લા અધ્યાયમાં હું એવાં કેટલાંક કામ પર તમારૂં ધ્યાન ખેંચવા માગું છું—આશા છે કે તે સર્વનું પુનરાવર્તનકરી, તેનું મનન કરીને તમારા સાથી વિદ્યાર્થીઓને તેના વાદવિવાદમાં લાવો, તેનો અમલ કરો, તો ખરે! હિંદુસ્તાન તથા તેના ખ્રીસ્ત માટેના કાર્યમાં તેઓ ઘણાં ઉપયોગી થઇ પડશે.

૧ સ્વમદદ. બુકર. ટી. વૉશિન્ગટન આપર વિશેષ ભાર દેતો હતો અને એવી ઉમેદ રાખતો કે દરેક વિદ્યાર્થી પોતાના શિક્ષણનો સઘળો ખર્ચ પોતેજ કમાય, અને જ્યારે તે પોતાથી બનતું બધું કરી ચુકે, ત્યારપછીજ તે બીજાઓની મદદની ઉમેદ કરે. સીધીઓને તેણે એજ શીખવ્યું

હતું કે જ્યાંસુધી તેઓ પોતે પોતાની રાજી ખુશીથી અખું કરી ન શકે, ત્યાંસુધી તેઓએ બીજાની મદદ કબુલ કરવી નહિ આ તેના શિક્ષણનો આશિક્રમ રાખેલો તો તે પોતેજ હતો. તેણે પોતે શિક્ષણને સારૂ ઘણી લડાઇ કરીને શિક્ષણ પામવાને તેને જે કંઇ અર્પણ કરવું પડયું. તેને તે વધારે સમજયોજ નહિ, તે બીજાઓની પાસેથી મદદની ઉમેદ રાખતો, પરંતુ જયાંસુધી તે પોતે પોતાને મદદ કરી ન શકે ત્યાંસુધી પારકી મદદ લેતોજ નહિ.

૨ હેમ્પટન અને ટસ્કીગી. આ બંને સ્થળોના વિદ્યાર્થીઓને એ વાત સ્પષ્ટ કરી આપી હતી કે, તેઓ જે શિક્ષણ લે છે તે કેવળ પોતાને મારેજ નહિ, પરંતુ બીજાઓને વાસ્તે છે. અને તેઓ પણ એ જલદીથી શીખી ગયા કે તે બીજાઓને પહોંચાડવું જોઇએજ. ખરે દરેક જણની લાગણી એજ હતી કે જ્યારે બીજાઓથી તેમની ઉન્નતિ થઇ, તો હાલ અમારી પણ પ્રથમ ફરજ એજ છે કે અમે પણ બીજાઓને મદદ કરીએ ભલાઇમાંનો હિસ્સો નિશાળ હેમ્પટનનાં માબાપ હતાં. અને હેમ્પટન ટસ્કીગીનાં માબાપ હતાં અને એ ટસ્કીગીએ ઘણી નિશાળોને જન્મ આપ્યો છે. આ સઘળાનું મૂળ માર્ક હોપકીન છે, કેમકે માર્ક હોપકીન નામના મહાનશિક્ષકે શમૂએલ ચેપમેન આર્મસ્ટ્રાંગને શિક્ષણ આપ્યું. અને શમૂએલ ચેપમેને એ શિક્ષણવડે વિકાસ

પામી બુકર. ટી. વૉશિન્ગટને ઉમદા શિક્ષણ આપી તૈયાર કર્યો એ બુકર. ટી. વૉશિન્ગટને બીજા ઘણા જણને શિખવ્યું. તથા પ્રેરણા કરી. આ પ્રમાણે નિશાળથી નિશાળ અને માણસથી માણસ પ્રત્યેની ફરજ ચાલતી ગઇ, ને તે આગળ વધી વૃદ્ધિ પામતીજ ગઇ અને તે સાથે ખ્રીસ્તીનો મહિમા વધતાં એ પણ પૂર્ણ થયું કે "જેઓને વધારે આપવામાં આવ્યું છે તેઓ પાસેથી વધારે લેવામાં આવશે" ખરે તેઓએ એ વચનને પોતાના જીવનમાં વ્યવહાર કરવા દીધો, ને ઉપરાંત વ્યવહાર કરાવવા બોધ પણ દીધો,

૩ આર્મસ્ટ્રાંગ અને વોશિન્ગટન કોઇ મહાન યા અજાયબી કાર્ય કરવાને બહાર પડયા હતા નહિ, અને તેમણે કોઇ શોધ ખોળ પણ કરી નથી, તોપણ બંને જણા નામાંકિત થઇગયા. ખરે! બનેજણે શરૂઆતમાં અધમહાલત ભોગવી, ને બંને જણને નિરાશા, વિઘ્નો, અને પૈસાની તંગી તથા નાઉમેદી વગેરે ભારે આફતો સાથે મોટી મોટી લડાઇ લડવી પડી, કારણ કે તેઓનું કાર્ય અજ્ઞાનતાના સાગર વચ્ચે સમેટાયું હતું, ખરે તે તો હાલની હિંદુસ્તાન ની હાલત કરતાએ મહા દુઃખદ હાલત હતી, તોપણ તેઓએ તેને મહાબળ કરીને હંફાવ્યું, ને જીત પામ્યા. શું હાલ એજ પ્રમાણે આપણે હિંદ માટે યુદ્ધ કરવાનું નથી? ખરે છે તો જયારે આપણી મુશ્કેલીઓ ઘણી થઇ પડી હોય; ત્યારે આ બે શખ્સના વિષે વિચાર કરી, ખરો

પુરૂષાર્થ સાધી, લડાઈ લડવી, અને જીતપામવી આવશ્યક છે અને જો એમ કરીશું તો ખરે આપણી લડત તે તો ચિરસ્મર્ણીય અને મહાન થશેજ. આર્મસ્ટ્રાંગ કહે છે કે "માણસો પાછા પડે છે". આ ત્રણ નાનકડા શબ્દોમાં કેટલો અર્થ સમાએલો છે, હેમ્પટનની સ્થાપના કરે એવા બીજા ઘણા આર્મસ્દ્રાંગ કરતાંએ મોટાહશે, વળી આવા કાર્યનીશર માં ઘણાઓ પોતાની જીંદગી પણ અર્પણ કરીદે, તે પણ ઘણા હશે, પરંતુ કાંઇ કારણસર તેઓ પાછા પડવ તેનું મળ કારણ એજ કે ગુમાવેલી ઉત્તમ તક, કેવું મનન નીય ચિત્ર! શું આ ચિત્ર જોઈ આપણ પોતાને કાંઇ કહે વાનું છે? અને માણસો પણ તે વિષે આપણને કાંઇ કં તેમ છે? હાલના મહાન દિવશોમાં હિંદુસ્તાનમાં થત આત્મિક ભારે લડાઇ તથા તેથી થતી મહાન જીત કામ આપણે બીજાઓને માટે છોડાં દઈશું? આર્મસ્ટ્રાં અને વૉશિન્ગટનને જે જે ઉમદા તકો મળતી ગઇ તે તેઓ પકડતાજ ગયા, તો શું આપણે નહિ?

૪ છેલ્લે, આર્મસ્ટ્રાંગ તથા વૉશિગન્ટનની કેટલી ખુબીઓ છે જે વિષે આપણે વિચાર કરીએ. કારણકે તો હિંદને માટે ઉપયોગી છે. નિઃસ્વાર્થપણું : બંનેમાં એવું એક પણ કારણ ન હતું કે જેમાં પોતા હિત સમાએલું હોય. કામની ને પગારની

બતમાં, તેઓ કદી પોતાપણું શોધતા નહિ, ઉપરાંત વખાણવા જેવું તો એ કે તેઓ પુરાભક્તિશીલ હતા. ટસ્કીગીને ધ્યાનમાં લીધા સિવાય કેવળ વૉશિન્ગટને યાદ કરો? તેનું કામ અને સેવાજ તેનું સર્વસ્વ હતુ એ સિવાય બીજી એકપણ બાબત એવી નહિ હતી કે જેમાં તેઓ રોકાય કે ફુરસદથી વિચાર કરે. માત્ર આખી જીંદગી બીજાઓની સેવા, સેવા, ને સેવાથીજ રસમસ કરીદીધી હતી, તેઓનુ શિક્ષણ પણ બીજાઓને કેળવવા ખાતરજ હતું.

આ કારણથી તેઓએ કામની શરૂઆત પર જોર દીધું. ને સાફ દેખાડી આપ્યું કે, સખત મહેનત વગર કાંઇપણ થઇ શકે નહિ. આવી અનેક સખત મહેનત કરવાથી તેમનું શરીર ગળી જાય ત્યારપહેલાં ગળી ગયું. જેથી તમની જગાએ બીજાઓને કામ કરવું પડયું, આ સખત મહેનત કરવાના કામની કિંમત ઘણીજ હતી; તેથી કરી ગુલામોની ૩૦૦ વર્ષની ગુલામી કરતાં ૫૦ વર્ષની સ્વતંત્ર સ્થિતિમાં તેઓની ઘણીજ ઉન્નતિ થઈ, જયારે તેઓ ગુલામો હતા ત્યારે જે કામ કરતા તે કેવળ બોજ કે ફરજને લીધેજ, પણ જયારે તેઓસ્વતંત્ર થયા ત્યારે જોયું કે કામ કર્યા સિવાય જીંદગીનાં કિંમતી વાનાં મળી શકતાંજ નથી. તો કામ એ મહાન શિક્ષક યા મહાન આશીર્વાદ છે

તેઓએ આ પણ બતાવી આપ્યું કે દરેક જણે મગજ અને હાથ વડે કામ કરવું જોઇએ. મગજ વગર હાથ કામ કરે, અને હાથ વગર મગજ કામ કરે એ માત્ર શિક્ષણનો એક અંશજ છે-કહેવાય.

તેઓ કામમાં બેદરકાર યા અધુરાપણાથી સંતોષ થતા નહિ. બલ્કે તેની પૂર્ણતા સુધી દરકાર રાખી તેને વળગીજ રહેતા. વૉશિન્ગટન હેમ્પટનમાં દાખલ થયો કારણ કે તે પૂર્ણ હતો, અને ત્યાં જે કંઇ વિષયો તેને શીખવવામાં આવ્યા તે કદી પણ ભુલી ગયો નહિ. કારણ કે તેઓએ શિક્ષણની કિંમત કરતાં લોકોને શીખવ્યું હતું. વિદ્યાને માટે ઘણી મહેનત કરવામાં આવે તો પણ તેની કિંમત વિદ્યા કરતાં વધી શકેજ નહિ. જેથી સુલેમાન કહે છે કે " જ્ઞાન એ મુખ્ય વસ્તુ છે" જ્ઞાનનો અર્થ વિદ્યા, અથવા પ્રભુ અને માણસો વચ્ચે તેમની સેવા કરવાનો, અને નિર્ણય કરવાનો સુવિચાર તે છે; જે લાખો વાંચી કે લખી નથી શકતા તેઓને કેવીરીતે વાંચતાં તથા લખતાં શીખવવું, તે સિવાય બીજો એકપણ મોટો સવાલ હાલ હિંદુસ્તાનમાંના લોકોની આગળ નથી. તો જેઓ શિક્ષણ પામેલા છે તેઓ પ્રીસ્તીઓને માટે આ ઉત્તમ તક છે કે તે પોતાના લોકોને શિક્ષણ આપે.

આ કાર્યને વારતાવધતા જવું, નવી નવી યોજનાઓ કરતા જવું, અમલમાં લેતા જવું, ને કામ શરૂ કરવું જરૂરનું છે. જયારે હેમ્પટનની સ્થાપના કરવામાં આવી ત્યારે મગજ તથા હાથ બંનેથી કામ કરવું એ પર કોઇએ વધારે ધ્યાન આપ્યું નહિ, આતો એક નવી વાત હતી. તો પણ તેથી જનરલ આર્મસ્ટ્રાંગ ડરી ગયો નહિ, અને એમજ આપણને કરાવે તેમ પણ નથી.

કામના કષ્ટથી કદી નાઉમેદ થવું નહિ, આર્મસ્ટ્રાંગે તથા વૉશિન્ગટને કદી પણ નાઉમેદીની નિશાનીઓ દેખાડીજ ન હતી. જો કે કદી કદી તેઓ ધીમે આગળ ચાલતા તોપણ તેમાં સંતુષ્ટ રહેતા. ને કામનું પરિણામ જો કે જલદી દેખાતું નહતું, તોપણ મનને સમાધાન રાખતા, તેઓ કામમાં નિષ્ફળ ન થાય માટે ઇશ્વરપર શ્રદ્ધા રાખી તેની પ્રાર્થના કરી આગળ વધતા હતા.

આખરે તેઓ એજ નિર્ણય કરી બેઠા કે હક કરતાં કામ યા ફરજ વધારે જરૂરનાં છે. સીધીઓ હક મેળવવા ઇચ્છતા હતા. પરંતુ હક મેળવાની બાબતો પર વધારે ધ્યાન દેતા નહિ. આ બે સખ્સોએ એ શીખવ્યું કે જો કોઇ પોતાની ફરજો બજાવી શકતો નથી, તો તેને કંઇ પણ હક મળતા નથી. પણ જો હક બરાબર બજાવવામાં આવે તો હક એની મેળેજ આવીને મળે.

માટે જો કોઈ છોકરો આજે પોતાના મુલકને મદ
કરવા ઈચ્છા રાખે છે તો તેણે હાથ અને મગજ વડે થ
બધાં કામોનું હિત શિક્ષણ મેળવવું જરૂર છે. અને તે
જેકંઇ હકો મળે તે કેવળ પોતા માટેજ નહિ પણ બીજાએ
સેવામાં પણ અર્પણ કરો. તમારા કાર્યમાં જયમળે માટે અ
તુરતાથી પ્રાર્થના કરો. ને પરિણામની ઉમેદ પ્રભુ
રાખો, પ્રાર્થનાના જવાબ તથા પરિણામ કોઇપણ પ્રકા
નહિ, પરંતુ તમારા કાર્યના પરિશ્રમથીજ મળશે, એ
સમજી તેને સહાયક થાઓ, હકને ભૂલી જઇ ફરજ
યાદ રાખો, ત્યારે આપણે પ્રસંગાનુસાર આપણી મ
ઘણા વૉશિન્ગટન જોઇશું. જેમ આ મહાન પુરૂષે અમેરિ
કાના ગુલામ લોકોને માટે કર્યું, તેમજ તેઓ પણ હિ
ભૂમિને માટે કરશે. આજે પરદેશીય મિશનેરીઓ આ
સ્ટ્રાંગની માફક ઘણું કામ કરી રહ્યા છે. અને એવી તક
માટે ઘણા ખુશી છે પરંતુ તેઓ એવું ઇચ્છે છે કે વૉ
શિન્ગટનની માફક એઓ પોતાના લોકોને માટે કામ ક
એવો દિવસ પ્રભુ જલદી લાવે કે જે હિંદુસ્તાનમાં મહા
ગણાય. આમેન, ! આમેન, !! પ્રભુ.

